४९३६

વડોદરાદેશી કેળવણીખાતું.

# સ્ત્રી શિક્ષણ.

રા. રા. વિનાયકરાવ ગોવિંદ લિમયેના
મરાઠી પુસ્તક ઉપરથી

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરની
ઈચ્છાનુસાર

તૈયાર કરનાર

**છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.,**
આસિસ્ટન્ટ ટુ ધ ડિરેક્ટર ઑફ વર્નાક્યુલર ઈનસ્ટ્રક્શન,
વડોદરા.

---

મુંબઇ:
'ગુજરાતી' પ્રિંટિંગ પ્રેસ.

સંવત ૧૯૪૮; સને ૧૮૯૨.

૪૯૩૬

વડોદરાદેશી કેળવણીખાતું.

# સ્ત્રી શિક્ષણ.

રા. રા. વિનાયકરાવ ગોવિંદ લિમયેના

મરાઠી પુસ્તક ઉપરથી

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરની
ઇચ્છાનુસાર

તૈયાર કરનાર


છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.,
આસિસ્ટન્ટ ટુ ધ ડિરેક્ટર ઓફ વર્નાક્યુલર ઈનસ્ટ્રક્શન,
વડોદરા.



મુંબઇ:
'ગુજરાતી' પ્રિંટિંગ પ્રેસ.

સંવત ૧૯૪૮; સને ૧૮૯૨.

# પ્રસ્તાવના.

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડની જનસમૂહમાં કેળવણીનો બહોળો ફેલાવો થાય એવી ખાસ ઇચ્છા છે. આવો ફેલાવો દેશી ભાષાની મારફતે થવાનો વિશેષ સંભવ હોવાથી મરાઠી તથા ગુજરાતી ભાષાઓનું પુસ્તકભંડોળ વધારવાની અગત્ય તેમને જણાઇ છે, તેથી સરકાર ખરચે અમુક પુસ્તકો પ્રકટ કરાવવા કૃપાવન્ત થઇ મંજુરી આપી છે. મરાઠી તથા ગુજરાતી ભાષામાં ઉપયોગી પુસ્તકો હોય તેમનું અરસપરસ ભાષાન્તર થવાથી પણ આ હેતુ કેટલેક દરજ્જે સિદ્ધ થાય છે. રા. રા વિનાયક ગોવિંદ લિમયેના રચેલા "સ્ત્રીશિક્ષણ જ્ઞાનમાળા" નામના મરાઠી પુસ્તક ઉપરથી આ "સ્ત્રીશિક્ષણ" નામનું પુસ્તક તૈયાર કરવામાં આવેલું છે. મૂળ મરાઠી ગ્રંથમાં આપેલા કેટલાક વિચાર, દૃષ્ટાંત વગેરે અનુકૂળ ન લાગવાથી આમાં દાખલ કીધા નથી, તેમ કેટલાક ભાગમાં ફેરફાર કરવાનું દુરસ્ત લાગવાથી તેમ કીધેલું છે. વાક્યરચના પણ ઘણે ઠેકાણે ફેરવી છે.

રા. રા. વિનાયક લિમયેએ પોતાના મરાઠી પુસ્તક ઉપરથી ગુજરાતીમાં પુસ્તક તૈયાર કરવા પરવાનગી આપી તે માટે તેમનો આભાર માનવામાં આવે છે.

બીજા કામની સાથે ભાષાન્તર કરવાનું કામ પણ મને સોંપવામાં આવ્યું છે, અને એ કામમાં મદત કરવા માટે રા. દામોદર અંબાઇદાસને એક વર્ષને માટે નીમવામાં આવ્યા છે તેમણે આ કામમાં મને સારી મદદ કરી છે.

વડોદરા.
તા० ૨૩ મી ફેબ્રુઆરી, ૧૮૯૨. } **છગનલાલ ઠાકોરદાસ મોદી.**



# અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |
| પ્રકરણ પહેલું—સ્ત્રીશિક્ષણ અને સહવાસ. ... ... | ૧— ૫ |
| પ્રકરણ બીજું—જ્ઞાનબોધ.... ... ... ... ... | ૬—૧૦ |
| પ્રકરણ ત્રીજું—સ્ત્રીકેળવણીબાબત ઉપર ઉપયોગી સંવાદ. | ૧૦—૧૮ |
| પ્રકરણ ચોથું—વ્યવહારિક જ્ઞાન.... ... ... ... | ૧૮—૨૩ |
| સ્ત્રીપુરૂષનો સ્વભાવ. ... ... ... | ૨૪ |
| પ્રકરણ પાંચમું—સ્ત્રીપુરૂષનો સંસાર. ... ... ... | ૨૫—૨૮ |
| પ્રકરણ છઠ્ઠું—સંસારસુધારો... ... ... ... ... | ૨૯—૪૦ |
| પ્રકરણ સાતમું—સ્ત્રીપુરૂષનું કર્તવ્યકર્મ ... ... ... | ૪૦—૪૪ |
| પ્રકરણ આઠમું—સ્ત્રીશિક્ષણના લાભ. ... ... ... | ૪૪—૪૮ |
| પ્રકરણ નવમું—વિપત્તિમાં કસોટી... ... ... ... | ૪૯—૬૫ |
| પ્રકરણ દશમું—લગ્નનું મહત્વ. ... ... ... ... | ૬૫—૭૦ |

૪૯૩૬

# સ્ત્રી શિક્ષણ.

## પ્રકરણ પહેલું.

### સ્ત્રીશિક્ષણ અને સહવાસ.

સ્ત્રીશિક્ષણના સંબંધમાં પુષ્કળ સુધારો થવાની જરૂર છે. એવો સુધારો કરવાનું આપણા દેશના લોકોના મનમાં યુરોપિયન લોકોનો દાખલો જોઈને આવ્યું છે એમ નથી. એવી કલ્પનાની પ્રરણા પોતાની મેળેજ વિદ્વાન લોકોના મનમાં થાય છે. આ ભરતખંડમાં ઘણા પ્રાચીન-કાળમાં એટલે જે વખતે સ્ત્રીપુરૂષનો પ્રેમ જોડાવાને સારૂ સ્વયંવરની ઉત્તમ સવડ હતી, તે વખતે સ્ત્રીને વિદ્યાનું દાન આપવાનો વહીવટ હતો એ વાત પુરાણો ઉપરથી સિદ્ધ થાય છે. કારણ સ્ત્રીઓ વિદ્યા શીખે એ વાત તે વખતના મહત્વ પ્રમાણે ઘણીજ જરૂરની હતી. સ્ત્રીપુરૂષનો શરીર સંબંધ એ કંઇ ઢિગલાઢિગલીનાં લગ્ન નથી. મત્યુ લોકમાં આવીને ઐહિક (આલોકના) અને પારમાર્થિક (પરલોકના) .સુખનો લાભ મેળવવાને બંનેનો મેળાપ થવો એ કામ કઇ નાનું સુનું નથી. વિરૂદ્ધ પ્રકૃતિવાળાં સ્ત્રીપુરૂષનો સંસાર કેવી રીતે પૂરો થાય છે, એ બધાના જોવામાં આવે છે; તો

સ્વયંવરનો રિવાજ ચાલતો હતો તે વખતે આપણામાં *૩૬નો આંકડો ન પડવા દેવો એબદલ સ્ત્રીપુરૂષોએ કેટલી ખબરદારી રાખી હશે? આવી વખતે વિદ્યા અને શિક્ષણ એની સ્ત્રીઓને કેટલી બધી આવશ્યકતા હશે! બંને જણામાં પ્રેમભાવ પેદા થવાને બેઉનાં મન એકજ થવાં જોઇએ, તેમજ બેઉનો સ્વભાવ એકજ પ્રકારનો હોવો જોઇએ. વળી સ્નેહ બંધાવાને સારૂ બંને સજ્જન અગર બંને દુર્જન હોવાં જોઇએ. પરંતુ એક દુર્જન અને એક સજ્જન એ પ્રમાણે હોય તો તેનું પરિણામ ધનુષ અને બાણના સંયોગ સરખું થાય છે. આવાંજ કારણોને લીધે તે વખતમાં સ્વયંવરનો ચાલ પડેલો હોવો જોઇએ. એટલે કે સંસાર રૂપ ગાડામાંનું એક પૈડું મોટું અને એક નાનું, એક સુંદર રંગથી ચિત્રવિચિત્ર રંગેલું અને એક કાદવ કિચ્ચડથી ખરડાયેલું, એક મજબુત અને બીજું ભાગેલું, એકમાં ખીલા મારેલા અને બીજામાં લાકડાની ફાચરો બેસાડેલી એવો પ્રકાર હોવો ન જોઇએ. પ્રીતિ અપ્રીતિ વગેરે ઉત્પન્ન કરવાનું પ્રત્યેકના હાથમાં હોવાને લીધે, અને ભવિષ્યમાં સંસાર સાગરમાં સુખ ભોગવવું કે દુ:ખ એ પોતાના હાથમાં છે એમ પ્રત્યેકના જાણવામાં હોવાથી, સ્ત્રીઓમાં વિદ્યા અને શિક્ષણ એ બેનો પ્રવેશ થાય એ ખુલ્લુંજ છે. વળી આ જગતમાં જેજે વસ્તુઓ પેદા થયેલી છે, પછી તે સજીવ હો અગર નિર્જીવ

* ૩૬ નો આંકડો એટલે ત્રણનું મોઢું એક તરફ અને છનું મોઢું બીજી તરફ, એટલે એક બીજાથી વિરૂદ્ધ છે, તેવી રીતે સ્ત્રી પુરૂષોના જોડામાં થતું નહોવું.

હો, દૃશ્ય હો અગર અદૃશ્ય હો, તે સઘળીનો ઉપયોગ કરવાનો હક્ક જેટલો પુરૂષોને છે તેટલો સ્ત્રીઓને છે. ઔષધનો ઉપયોગ કેવળ પુરૂષોએજ કરવો અને સ્ત્રીઓએ ન કરવો એમ નથી, તેવીજ રીતે સુગંધવાળા ફુલનો વાસ લેવો, સ્વાદિષ્ટ અન્નનું સેવન કરવું, રમણીય પદાર્થને નિરખવા ઇત્યાદિ બાબતોનો હક જેટલો પુરૂષને છે, તેટલોજ સ્ત્રીને પણ છે. એજ ન્યાયે વિદ્યા, તેથી મળતું જ્ઞાન, અને એ બેથી પેદા થનારો આનંદ, એ સર્વ વાતોથી તે વખતની સ્ત્રીઓ અજાણી નહોતી. પરંતુ પછીથી મુસલમાની રાજ્યનો જેમ જેમ અહીં તહીં પગ પેસારો થતો ગયો, તેમ તેમ સ્ત્રીઓ અંતઃપુરની બહાર આવતી અટકવા લાગી. હિંદુઓ ઉપર જૂલમ ગુજારી તેમને વટલાવવાનો જ્યારે સપાટો ચાલવા માંડયો ત્યારે બાળવિવાહનો રિવાજ દાખલ થયો. કન્યાને હાથે મિંઢળ બાંધ્યા પછી તેનો બચાવ થશે એવું બધાને ભાસવા લાગ્યું, અને આવી રીતે વિવાહ કરવાનું કામ જેમ જેમ માબાપના હાથમાં આવતું ગયું, તેમ તેમ સ્ત્રીઓ વિદ્યાનો આનંદ વિસરતી ગઇ. પછી થઇમિરાઠી-શાઇ! મુસલમાન અને મરાઠાઓના સમયમાં પુરૂષ હમેશાં રાજ્યકાર્યના અને લઢાઇના હંગામમાં નિમગ્ન થયેલા હતા. ઉપરાઉપરી રાજ્યની ફેરફારી ને ઉથલપાથલનો ભય લોકોના મનમાં ભરાઇ ગયો હતો. કેવે વખતે કોના ઉપર કેવો પ્રસંગ આવશે એનો નિયમ નહોતો. શાન્તિ એટલે એક સરખો સમય—કદી પણ બે ત્રણ વર્ષ સુધી ચાલુ રહ્યો એવું બન્યું નહોતું. આમ હોવાથી જે ઠેકાણે

પુરૂષોનું લક્ષ વિદ્યા ( ધનુર્વિદ્યા નહીં ) અને જ્ઞાન તરફ નહોતું, તે ઠેકાણે ગરીબ બિચારી અબળા તરફ ક્યાંથી લક્ષ જાય ?

બીજા રાજ્ય પ્રમાણે આપણે અહીં સ્ત્રીશિક્ષણનો રિવાજ ઘણા પ્રાચીન કાળનો છે, પરંતુ વચગાળે માત્ર બીજી અડચણોને લીધે લોકોનું તે તરફ દુર્લક્ષ થયેલું હતું. તેથી કરીને હાલમાં લોકોનું જે વલણ થવા માડયું છે તે યુરોપિયન લોકોનો રિવાજ જોવાથીજ થયું છે એમ માનવાને બિલકુલ કારણ નથી. માણસના મનમાં જે જે સ્વાભાવિક કલ્પનાઓ ઉઠે છે તે પૈકી આ એક છે. એટલું માત્ર ખરૂં છે કે, બીજા દેશના પ્રકાર જોઇને આપણા મનનું વલણ દૃઢ થતું જાય છે, અને તે પ્રમાણે તેને માટે પ્રયત્ન કરવામાં આવે છે.

સહવાસથી પ્રીતિ ઉત્પન્ન થાય છે. કુટુંબમાં એક બીજાપર અરસપરસ પ્રેમ કેમ રહે છે, એ વિષે જો બારિકાઇથી વિચાર કરીશું તો માલમ પડશે કે તેનું કારણ સહવાસ છે. પિતાને પુત્ર, કિંવા માને છોકરાં; એમાં પરસ્પર સ્વાભાવિક પ્રેમ હોય છે, તેવો ભાઇઓ ભાઇઓમાં અગર ભાઈ બેહેનમાં હોવાનો સંભવ કમી હોય છે. છેક નાનપણમાં જૂદા પડયા પછી કેટલાંક વર્ષ વીત્યા બાદ, જ્યારે મા દીકરો એકઠાં થાય છે, ત્યારે દીકરાને જોતાંજ માતાના પ્રેમને લીધે, માના થાનમાંથી દૂધની ધાર છૂટયાની વાતો આપણે સકડો સાંભળેલી છે. તેમજ બાપની પણ વાતો છે. સર્વદમન (ભરત)ને જોઇને દુષ્યન્ત રાજાની પ્રેમને લીધે કેવી

સ્થિત થઇ હતા તે ઘણાઓના જાણવામાં હશેજ. એ ઉપરથી બાપ અને મા એમની છોકરાં પ્રત્યે પ્રીતિ સ્વાભાવિક છે એમ કહેવાને હરકત નથી. પણ બીજા ઉપર જે પ્રેમ હોય છે તે સ્વાભાવિક નહીં હોવાથી, ઘણાં ખરામાં તેની લાગણી સહવાસથી ઉત્પન્ન થાય છે. બાલ્યાવસ્થામાં બેહેન સાસરે જાય. આ તરફ ભાઇ રોજગાર માટે પરદેશ જાય; અને સુમારે વીસ પચીસ વર્ષે તેઓ એક બીજાને મળે ત્યારે ભાંડુઓ છે એવા સંબંધથી ફકત તેમનો મેળાપ થવાનો; તેને ઠેકાણે પ્રેમનો ભાવ કમી સમજવાનો. જે મિત્રોમાં પરસ્પર પ્રેમ હોય છે, તેઓમાં કુટુંબનો સંબંધ હોતો નથી એમ કહીએ તો ચાલે, પણ પરસ્પરના પ્રેમનું કારણ બંનેનો પુષ્કળ દિવસનો સહવાસ એજ ગણવાનું છે. ઘણા દિવસ એક ઠેકાણે રહ્યાથી એક બીજાના સુખ દુઃખો એક બીજાને સમજાઇ આવે છે, તેમજ અડચણની વખતે એક બીજાની મદદ ઉપયોગી થઇ પડે છે, ઇત્યાદિ ઘણાં કારણોથા તેમનો પ્રેમ દહાડે દહાડે દૃઢ થતો જાય છે. તેથી જેમને હમેશાં એક ઠેકાણેજ ઉઠવા બેસવાનું હોય છે તેમનો એક બીજા ઉપરનો પ્રેમ તો ઘણોજ ગાઢો બની જાય છે. સહવાસથી પ્રીતિ થવાનો સંભવ વિશેષ છે.



# પ્રકરણ બીજું.

---

## જ્ઞાનબોધ.

હે અબળાઓ ! જે પ્રમાણે તમારામાં વખતસર જરૂર પ્રમાણે ઉદ્યોગ કરવાની, મધુર સ્વરે અને તાલ પ્રમાણે ગાવાની, સારી રીતે વાંચી શકાય એવી રીતે લખવાની, સુશોભિત સાથિયા તથા ચિત્રો કાઢવાની, અને ભરવાસિવવાની હોંસ સ્વાભાવિક હોય છે; તેવીજ રીતે કોમળ શબ્દવડે રસિક પણ પ્રૌઢ (સારા અર્થવાળું) ભાષણ કરવા માટે તત્પરતા અને ગંભીરતા એ સદાકાળ તમારામાં હોવી જોઇયે.

બોલતી વખતે ટુંકા ભાષણથી પૂરો અર્થ સમજાય એવા સારા શબ્દ ગોઠવીને જે બોલવાનું હોય તે બોલવું. ગુહ્ય અને નઠારા શબ્દનો ઉપયોગ કોઇ પણ જગ્યાએ કરવો નહીં. બોલતી વખતે ઓઠ ફરકે નહીં તેવી રીતે બોલવું, ડોળથી તોતડું બોલવું, ઘોઘરા અગર ગાવાના ઝીણા અવાજથી કે નાકમાંથી બોલવું, અને હસતાં હસતાં બોલવું, એ બધી ખરાબ રીત છે. એ જો કુદરતીજ ગુણ હોય તો તે કાઢી નાખવા સારી મહેનત કરી સ્પષ્ટ રીતે બોલવાનો નિરંતરનો ઉદ્યોગ કરવો એ જરૂરનું છે. તેવીજ રીતે ઘણે બેઠે સાદે કે ઊંચે સાદે બોલવું એ નઠારૂં છે. પણ આપણે જેની સાથે વાત કરતા હોઇએ તેને બરોબર સંભળાય એટલે મોટેથી બોલવા હમેશાં સાવધ રહેવું એ ઉત્તમ છે.

બહુ બોલવાની ટેવ કદાપિ પાડવી નહીં. પોતાનો

અમુલ્ય વખત નકામો રોકી બીજાને ત્રાસ થાય એવો બડબડાટ કોઇના આગળ કદી કરવો નહીં. પોતે કહે તે સાંભળવાની, સામા માણસ ઇચ્છા રાખે એવું સમયને વર્તીને બોલવાનો મહાવરો રાખવો. આ બધી સારી વાતોનો સ્વીકાર કરવાથી સંસારમાં તમે માન પામશો એ નક્કી સમજજો.

કેટલીક સ્ત્રીઓ એમ સમજે છે કે સાધારણ લખતાં વાંચતાં આવડયું એટલે આપણે વિદ્વાન થઇ ગયાં ને હવે આપણે કાંઇ કરવાનું બાકી રહ્યું નથી. પરંતુ તેમની આવી સમજ કેવળ ખોટી છે. સાધારણ લખવું વાંચવું એ કાંઇ વિદ્યા નથી; પછી તે પુરૂષોના સંબંધમાં ગણો કે સ્ત્રીઓના સંબંધમાં ગણો. સ્ત્રીઓની વિદ્યા એટલે મુખ્યત્વે કરીને પોતાનાં કુટુંબનાં માણસોનું કલ્યાણ કરવાનું જે કૃત્ય તે છે. પોતાના પતિનો સંસાર સારી રીતે ચલાવવો એ સ્ત્રીઓના હાથમાં છે. પતિ લાખ રૂપિયા કમાતો હોય, પણ તેની સ્ત્રી ઘરની વ્યવસ્થા બરાબર રાખી શકતી નહીં હોય તો તે એકાદ ગરીબ માણસ કરતાં વધારે સુખી છે એમ કહેવાય નહીં. પતિની પેદાશમાંથી જે સ્ત્રી કરકસર કરીને ખરચ કરે છે, અને પોતાનાં બાળબચ્ચાંને સદ્ગુણ અને ઇશ્વરભક્તિએ વળગાડીને પોતાનો સંસાર આનંદથી ચલાવે છે, તેજ સ્ત્રી અને તેનુંજ ઘર સુખી ગણાય, પછી તે શ્રીમંતના ઘરની હો કે ગરીબના ઘરની હો. જેને ઘરની વ્યવસ્થા રાખતાં આવડે નહીં, પોતાના પતિ સાથે અને તેનાં સગાંવહાલાં જોડે જે પ્રીતિથી વર્તી જાણે

નહીં, પોતે સદાચરણથી ચાલી પોતાનાં છોકરા છોકરીઓને સદ્ગુણે વળગાડી શકતી નહોય, વખતો વખત પોતાનું કામ આટોપવાનું આળસ રાખતી હોય, પોતાના પતિએ કહેલી વાતપર લક્ષ આપતી ન હોય, હમેશાં ઘરેણાં ગાંઠાં ઉપરજ જે નજર રાખતી હોય, પતિ કોણ અને તેના પ્રત્યે પોતાનું કર્તવ્ય શું તે ન જાણતી હોય, તો પછી ભૂગોળ, વ્યાકરણ, સંસ્કૃત અને અંગ્રેજી શીખેલી હોય તોપણ તેવા શિક્ષણનો કાંઇ ઉપયોગ નથી. મતલબ કે પતિનો સંસાર સારી રીતે ચલાવવો, સદાચરણથી ચાલવું અને ઇશ્વરભક્તિ કરવી એમાંજ સ્ત્રીનું ભૂષણ રહેલું છે. સ્ત્રીશિક્ષણની ઘણીજ જરૂર છે. ફક્ત ગરીબ લોકોની સ્ત્રીઓ શિવાય મધ્યમ વર્ગના અને શ્રીમંત લોકોની સ્ત્રીઓને ઘણો વખત મળે છે. તેઓને ખાનપાન શિવાય બીજુ કાંઇ કામ હોતું નથી એમ કહીએ તો ચાલે. ઘર સંબંધી જે કામ ખરૂં જોતાં સ્ત્રીઓએ જોવાનાં તે પુરૂષોને જોવાં પડે છે. આજ ઘણાં વર્ષથી સ્ત્રીશિક્ષણને માટે ચર્ચા ચાલે છે અને તેને માટે મોટો પ્રયત્ન ચાલેલો છે, પરંતુ તેથી જેવો જોઇએ તેવો લાભ હજી થતો નથી. આમ થવાનાં બે કારણ જણાય છે; એક સ્વાર્થીપણું અને બીજું ઊંચા પ્રકારના શિક્ષણની ખેતમા. સ્ત્રીશિક્ષણ પોતાના દેશમાં વૃદ્ધિ પામે એવી જેમની ઇચ્છા છે તેઓએ બીજી બાબતમાં બેપરવાઈ બતાવવી એ કામનું નથી. સ્વતંત્ર રહેવું અને સદાચરણથી ચાલવું, એને માટે ઘણી ચર્ચા થયાં કરે છે; પણ એવી રીતે પોતાની વર્તણુક રાખનારને કેટલું ઉત્તે-

જન મળે છે, તેનો જો તપાસ કરીશું તો માલમ પડશે કે, એ વાતને ઘણુંજ થોડું ઉત્તેજન મળે છે. વિદ્યાનો ફેલાવો કરવો એવી સઘળા અંગ્રેજી અધિકારીની તેમજ દેશી રાજાઓની ઇચ્છા છે. આપણા દેશના લોકોને ઊંચા પ્રકારનું શિક્ષણ આપવું એના જેવું વિદ્યાનો ફેલાવો કરવાનું બીજું એકે સાધન નથી. હવે એ વાત સઘળાના ધ્યાનમાં આવે તો ઠીક. માણસનું મન હમેશાં ઉદ્યોગી રહે છે, તેમાં કાંઇ ને કાંઇ વિચાર ચાલ્યાજ કરે છે આપણે જે ઉદ્યોગ કરીએ તેમાં વ્યવસ્થા અને સુવિચાર હોવા જોઇએ. આળસથી કેટલું નુકસાન થાય છે એ કહેવાની કાંઈ જરૂર નથી. કન્યાઓને નિશાળે મૂકીને તેમને વિદ્યાભ્યાસ કરાવવો એ ડહાપણનું કામ છે. એમ કર્યાથી તેઓને પોતાનો વખત ઉદ્યોગમાં ગાળવાની સગવડ મળેછે અને જ્ઞાન પણ મળે છે. લખવું, વાંચવું, ભરવું, સિવવૂં, વૈદકનો કાંઇ ભાગ, કવિતા, ઇતિહાસ, ગણિત, પાકશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર ઇત્યાદિ ઉપયોગી અને મનોરંજક વિષયો વ્યવહારમાં ઉપયોગમાં આવે તેવી રીતે તેમને શીખવવા જોઇએ; અને તેમને કેળવણી આપવા માટે જે તે બાબતોના શિક્ષક રાખવામાં આવે તે સ્ત્રીઓ હોય તો વધારે સારૂ. પુરૂષોને જે પ્રમાણે ફરવા હરવાની જરૂર છે તેજ પ્રમાણે સ્ત્રીઓને પણ છો તેઓ ઘણે ભાગે ઘરમાંજ રહે છે; માટે તેઓને ખુલ્લી હવાનો લાભ મળે એવો આપણે પ્રયત્ન કરવો જોઇએ. એમ કરવામાં હમેશાંજ ખર્ચ થવાનો છે એવું કાંઇ નથી.

કેટલાએક વિદ્વાનોનું કહેવું એવું છે કે, ગુણવડે અને બુદ્ધિવડે પુરૂષો સારા નરસા થવાના, એ તેઓને સ્ત્રીઓનો જેવો સમાગમ હોય છે તે ઉપર આધાર રાખે છે. એટલે જ્ઞાનવાળી અને સારા સ્વભાવની સ્ત્રીઓના સમાગમથી પુરૂષો વિદ્વાન અને સારા સ્વભાવના થાય છે, અને નાદાન અને વિચાર વગરની સ્ત્રીઓના સમાગમથી તે મૂઢ અને વિચાર વગરના થાય છે. પુરૂષોને નાનપણથી નિકટનો સમાગમ માનો, પછી બેહેનનો, અને ત્યાર બાદ જન્મારા સુધી પોતાની સ્ત્રીનો હોય છે. અને તેઓ અજ્ઞાન, કેળવણી વગરની, મૂઢ અને અવિચારી હોય તો, કેટલાક વખત સુધી નિશાળમાં જઇ મેળવેલું પુરૂષનું જ્ઞાન, તે સ્ત્રીઓના અજ્ઞાનપણા આગળ બહુ ઉપયોગી થઇ પડતું નથી. આ કહેવું ખરૂં છે કે ખોટું, એ જો મિથ્યા અભિમાન છોડીને શુદ્ધ અંતઃકરણથી વિચાર કરશો તો તમને સહેજમાં સમજાશે.

---

## પ્રકરણ ત્રીજું.

---

### સ્ત્રી કેળવણી બાબત ઉપયોગી સંવાદ.

(જમના, કાશી, સરસ્વતી અને દિવાળી.)

**જમના**—કાશી, આજ આપણે અહિયાં શા માટે ભેગાં થયાં છિયે, તે તમને ખબર છે કે વારૂં?

**કાશી**—હા ખબર છે તો ખરી. ગઈ કાલે સર-

સ્વતી બ્હેને કહ્યું નહોતું કે આવતી કાલે સભા છે. સરસ્વતી બ્હેન, મંછા કેમ આવી નથી?

**સરસ્વતી**–તે ન આવી. તેને ત્યાં હું ગઇ તો હતી. તેના બાપે તો કહ્યું કે જા, પણ તેની માએ તેને આવવા ન દીધી.

**દિવાળી**–કેમ વારૂં? એમ કરવાનું શું કારણ હશે?

**સરસ્વતી**–તેમણે કહ્યું કે પુરૂષો સભામાં જાય ત્યાં બૈરાંઓનું શું કામ? એવી રીતે જતાં આવતાંજ બૈરાંઓ ઉદ્ધત થાય છે તો.

**દિવાળી**–આ કેવી તરેહની સમજાણ. સ્ત્રી કોઇ મેળાવડામાં જાય એટલે તે ઉદ્ધત થાય છે, અને ઘેર બેશી રહ્યાથી ગરીબ થાય છે? મંછા નિશાળે આવેછે તેએ એની માને ક્યાં ગમે છે?

**જમના**–અલી બ્હેન, હવે એતો જાણે આખરે સ્ત્રીજ કેની. પરંતુ મારી પડોશમાં ડાહ્યાભાઇ અને લલ્લુભાઇ એ ઘણા ડાહ્યા અને મોટા કામદાર કહેવાય છેની! તે સુધ્ધાં એમ કહે છે કે હમણાં છોકરીઓને નિશાળે મોકલવાનો વા વાયો છે, પણ નિશાળમાં ભણ્યાથી તેઓ ઉલટી ચિબાવલી બને છે, અને નઠારી ચોપડીઓ વાંચી આગળ જતાં બગડે છે.

**કાશી**–ખરે બ્હેન; એવી સમજણથી આપણા શિક્ષણને બહુ અડચણો નડે છે. ચોપડીઓ વાંચીને જ્યારે છોકરીઓ બગડે, ત્યારે છોકરાઓ કેમ નહીં બગડવાના?

ને તેમને નિશાળે કેમ મોકલે છે? કોણ જાણે લોકોના સમજણ એવી કેમ થઇ હશે.

**જમના**–એવી તો સમજણ થવાનીજ, એમાં નવાઇ જેવું કંઇ નથી. ઘણા દિવસથી છોકરીઓને વાંચતાં લખતાં શીખવવાનો ચાલ બંધ પડી ગયો હતો, તે હમણાં કોઇ કોઇ ઠેકાણે ચાલુ થયેલો છે તેથી લોકોને તે એકદમ પસંદ પડનાર જ નથી.

**કાશી**–ઘણા દિવસ બંધ હતો એમ કહો છો એ ઉપરથી એમ જણાય છે કે, પહેલા છોકરીઓને એ પ્રમાણે શીખવતા હતા, શું એ વાત ખરી હશે?

**જમના**–મને તો શી ખબર, પણ મારી મા કહેછે તે ઉપરથી કહું છું કે પહેલાં ઋષિ મુનિયોની કન્યાઓ વિદ્યા શીખતી હતી; અને તેઓ સુશીલ, ડાહી, સમજણવાળી અને નીતિવાન થતી એવું મારી મા તો ઘણી વખત કહે છે.

**સરસ્વતી**–જમના, તમારી માને એની શી ખબર? તેમની ઉમ્મર કાંઇ મોટી થઇ ગઇ નથી. તેમને જૂના વખતની માહિતી શી રીતે મળી તે કહેશો વારૂ?

**જમના**–મારી મા તો ઘણી ડાહી છે. તે સારૂં ભણેલી છે. નવરાસની વખતે તે સારાં પુસ્તકો અને પોથીઓ વાંચે છે. તેને પુરાણમાંની ઘણી વાતો મ્હોડે છે. મારા દાદા ગોકળદાસની તે ઘણી માનિતી છે. તેઉ તેને ભણાવવા ઘણી કાળજી રાખે છે.

**દિવાળી**–એ તો ખરૂં, પણ બેહેન તારા દાદા સરખા બધાંનાં માબાપ તે ક્યાંથી સમજણવાળાં હોય? એમ

નથી તેથીજ વિદ્યા ભણવામાં આપણને એટલી બધી અ-
ડચણો નડે છે.

**સરસ્વતી**–પણ આ અડચણોથી આપણને મોટું
નુકશાન થાય છે. કારણ કે વિદ્યા ન ભણ્યાથી છોકરીઓ
અનાડી રહે છે, મોટપણે પણ તેનામાં સારા સારા વિ-
ચાર આવતા નથી, અને ભલતાજ વિચાર તેના મગજમાં
ભરાઇ જાય છે.

**દિવાળી**–ભલતા વિચાર તે શા ભરાય છે? તારૂં
બોલવું તો મને નવાઇ સરખું લાગે છે.

**સરસ્વતી**–મારૂં બોલવું, બેહેન, જરાએ ખોટું નથી.
આજનો તાજો દાખલો આપું. મારી નાની બેહેન
**મંગી** આજ બે દિવસ થયાં તાવમાં બકે છે તેથી મારી
નાની માને કોઇએ કહ્યું કે, તે કોઇની ઝોડઝપટમા
આવી ગઇ છે. એ સાંભળી મારા બાપે તેને માટે આણેલું
ઓસડ એક કોરે મૂકી તેના માથા ઉપરથી દહીંભાત
ઊતારી ચકલે મૂકી આવી.

**કાશી**–એ પણ ઠીક વાત કહી! મારા બાપાલાલને
પેટમાં દુખતું હતું, તેને ઓસડવેસડ કરવાનું મૂકી દઇ,
પેલે દહાડે મારી દાદીમાએ, બારણે એક જોષી આવ્યો
હતો તેને સવા રૂપિયો અને એક નાળિયેર આપી બા-
પાલાલને ગળે બાંધવા સારૂ એક મંત્રેલું માદળિયું લીધું.
એવાં માંદળિયાં બાંધવાથી તે શું થવાનું છે? પણ દાદીમા
આગળ કોનાથી બોલાય? દુખતું તો જરાએ રહ્યું નહીં,
ને સવા રૂપિયો આપ્યો તે ફોકટમાં.

**દિવાળી**–તમારે તો સવા રૂપિયાથીજ વાત પતી પણ બેહેન, એવી ખોટી સમજણથી કેટલાઓ લોકોના પૈસા ખુવાર થતા હશે? આખર સ્ત્રી તે સ્ત્રી. તેને કોણ ઠગી શકે નહીં?

**જમના**–ખરૂં કહે છે બેહેન. મારી પડોશણ જીવ-કોર કાકીએ ગયા શ્રાવણ મહીનામાં બ્રાહ્મણોને કેટલા બધા પૈસા આપી દીધા. ફકત અંબારામ ભટેજ કાંઈનહીં તો દશ વીસ રૂપિયા કાઢી લીધા હશે. એવા લોકને દાન ધર્મ કરવું સારૂં છે કે?

**કાશી**–અલી બહેન, તું તો વળી બહુ ડાહી થાય છે. તારા મનમાં તો એમજ આવે છે કે એ ખરાબ છે.

**જમના**–દાનધર્મ કરવું એ ખરાબ છે એવું મારૂં કહેવું નથી. પણ સત્પાત્રને દાન આપવું જોઇએ, એટ-લુંજ મારૂં કહેવું છે.

**દિવાળી**–ઠીક, ત્યારે શું અંબારામ ભટ સત્પાત્ર નથી કે?

**જમના**–તમને અંબારામ ભટ સત્પાત્ર શાપરથી લાગે છે? શું તે ભૂખે મરતા છે? ખાસ્સી દશ વીસ હજાર રૂપિયાની પુંજી છે, અને શરીરે પણ જોઇએ તેવા છે, પણ એટલુંજ કે તેને આવડતું કાંઇ નથી.

**સરસ્વતી**–તું તો જરા ગાંડી દેખાય છે. ભટને કાંઇ આવડતું નથી, માટે તેને કંઇ દાન આપવું નહીં કે?

**જમના**–હા, ખરૂંજ, નહીં આપવું. તે સત્પાત્રને આપેલું દાન કહેવાય નહીં. મારે ઘેર જો એકાદો

શાસ્ત્રી, પુરાણી, વૈદિક (વેદિયો) કે એવો કોઇ ભણેલો બ્રાહ્મણ આવે તો મારા બાપા તેને કદી ખાલી હાથે જવા દેતા નથી. આવી રીતે હોંસથી ધર્મ કરે છે, તે મારી માને પણ બહુ ગમે છે. એ શિવાય બીજા કોઇને દાનધર્મ કરવું તે તો વારૂં ઠીકજ છે, એવું મારી મા હમેશાં કહે છે.

**કાશી**—તારા મત પ્રમાણે તો સત્પાત્ર આવાંજ માણસ કે?

**જમના**—ના, એમ તો નહીં, ગરીબગરબાં, આંધળાં પાંગળાં, લુલાં એવાઓને શક્તિ પ્રમાણે દાન આપવું ચોગ્ય છે, કારણ કે એ પણ સત્પાત્ર છે. મારે ઘેર એક વખતે ચિથરાં વિટાળેલાં એવી એક આંધળી ડોસી ભીખ માગવા આવી હતી, તેને જોઇ મારી માએ એક જુનું લૂગડું આપ્યું, તેથી તે ડોસીને જે આનંદ થયો તે હું શું કહું? ટાંણાને દિવસે એવા અનાથ લોકોને જમાડવાની તેને ઘણી ભારે હોંસ હોય છે. તે કહે છે કે મોટા મોટા બ્રહ્મભોજન કરતાં એમાં અધિક પુણ્ય છે.

**સરસ્વતી**—જમનાબાઇ, તારી મા સારૂ ભણેલી છે તેથી તે સર્વ સારી નરતી વાતો સમજે છે અને તેના સહવાસથી એવી વાતો તારા જાણવામાં આવે છે. મારી માને એવું એવું ક્યાંથી સુઝે? લોક કરે છે તેથી આપણે કરવું એટલુંજ માત્ર તે સમજે છે.

**જમના**—અલી બેહેન, તેના સહવાસનો અમને કેટલો બધો ફાયદો છે? મારો બાપુ ફકત પાંચ વર્ષનો થયો

છે, તે કાંઇ વધારે જાણતો નથી પણ તે કેટલો મર્યાદા-
વાળો છે? અટકચાળાં કરવાં તે મુદ્દલ જાણતો નથી.
મારી મા નવરાસને વખતે તેને શિખવે છે. તે વખતે હઠ
ન કરતાં ઉમંગથી તે શિખે છે. એક મહિનામાં તો તેને
ઘણું આવડી ગયું.

**દિવાળી**–ખરૂં છે; તારો બાપુ અને મારો મગન, એ
બેની ઉમરમાં કેટલો થોડો ફેર છે! પણ બહેન, મારા
મગનનો સ્વભાવ તો મહાહઠીલો છે. પેલે દહાડે તો
ખાવાને માટે ભારે હઠ લેઇને બેઠો હતો. મારી માએ એને
ખાવાનું આપ્યું નહીં, તેથી ગુસ્સામાંને ગુસ્સામાં તેની ચંદ્રક-
ળાનો પાલવ ફાડી નાખ્યો. દશ વર્ષનો થયો તોપણ તેને
પાંચએકું પાંચના ઠેકાણાં નથી.

**સરસ્વતી**–જુઓ દિવાળી બેહેન, તમારો મગન
અને જમનાનો બાપુ એ ઉમ્મરે લગભગ સરખા છતાં
બીજી બાબતમાં એમનામાં કેટલો બધો ફેર છે? આમ
થવાનું કારણ ફક્ત એજ કે, તેની મા ભણેલી છે અને
તમારી મા ભણેલી નથી. છોકરાં તો બધાંએ સરખાંજ,
તેમનો શો વાંક. કુમળી ડાળીને જેમ વાળીએ તેમ વળે.

**કાશી**–સ્ત્રીઓ ભણેલી હોય તો ગરીબ માણસનો
સસાર સારી રીતે ચાલે છે, ને તેને અનેક રીતે ઉપયોગી
થઇ પડે છે. એથી છોકરાં સારી રીતે શીખે છે. તેમનું
વલણ સારૂં થાય છે. પોતાની શક્તિ પ્રમાણે સંસાર નિ-
ભાવતાં આવડે છે અને એવી સમજણવાળી સ્ત્રીથી તેના
સ્વામીને પણ ઘણી મદદ મળે છે.

**જમના**—આ તારૂં કહેવું બધું ખરૂં છે. મારે અહીંજ જો; પરચુરણ.ખરચનો હિસાબ મારા બાપાને રાખવો પડતો નથી. તે મારી માજ રાખે છે. તેને થોડું વૈદકનું પણ જ્ઞાન છે. છોકરાંઓ માદાં થાય તો તે બીજી બાયડીઓની પેઠ ગભરાતી નથી. દુઃખ મટાડવાને માટે શું શું કરવું જોઇએ તે તે સારી રીતે જાણે છે. પોતાને ફાવે તે વખતે અમને બોધ આપે છે. એવા ડહાપણની તેની કેટલી વાતો કહું? તેને ચાર અક્ષર આવડે છે માટે એ બધું થાય છે.

**દિવાળી**—અને તું પણ થોડા દિવસ પછી તારી મા જેવીજ ડાહી થઇશ એવી આશા રહે છે.

**જમના**—ઇશ્વરની કૃપા હશે તો આપણે બધાંએ સારાં થઇશું. હાલના કાળમાં આપણો જન્મ થયો છે એજ મોટું નસીબ સમજવાનું છે.

**સરસ્વતી**—પહેલાનાં રાજ્યોમાં છોકરીઓને ભણાવવા તરફ કોઇ લક્ષ આપતા નહોતા. હમણાંની સરકાર પરદેશની અને પરધર્મની છતાં તે આ વાત તરફ આટલું બધું લક્ષ આપે છે, એ તેમનો આપણા ઉપર ઘણો ઉપકાર છે.

**જમના**—અંગ્રેજ સરકાર તથા દેશી રાજાએ આ વાતની ઘણી સંભાળ રાખે છે, અને તેની કૃપાનુંજ આ સર્વે ફળ છે. એથી કરીને આપણે બધાંએ તેમના ગુણ ગાવા ઘટારત છે.

**દિવાળી**-હવે સભાનો વખત થયો હશે માટે ત્યાં જવું જોઇએ. વળી બીજે વખતે મળી આજના જેવી આનંદની વાતો કરીશું.

(એમ કહી સર્વે જણીઓ સભામાં જાય છે.)

---

## પ્રકરણ ચોથું.

---

### વ્યવહારિક જ્ઞાન.

ઇશ્વરે આ જગતને ઉત્પન્ન કરેલું છે તે નિરર્થક કારણ વગર છે એમ સમજવાનું નથી. પરમેશ્વરે આ દુનિયામાં મનુષ્ય એ મુખ્ય પદાર્થ સર્જી તેને સહાય કરવા સારૂ બીજા પદાર્થ ઉત્પન્ન કર્યા છે. તે માણસ વિષે પ્રથમ બોલવાનું છે. મનુષ્ય પ્રાણીએ પોતાનાં સગાં વહાલાં, અને ઇષ્ટ મિત્રને તજી દેઈ અને સંસારનો ત્યાગ કરીને તેથી મુક્ત થવું, અને એકાદ જંગલમાં જઇ ફક્ત ઇશ્વર ભજન કરવું એવો કાંઇ ઇશ્વરનો હેતુ જોવામાં આવતો નથી. કારણ કે ઇશ્વરનો જો એવો હેતુ હોત તો તેણે મા બાપ, ભાઇ બેહેન, સગાંવહાલાં વગેરે સંબંધમાં માણસને રાખ્યાં નજ હોત. એ ઉપરથી ઇશ્વરના હેતુનું અનુમાન થાય છે કે, સંસારમાં રહી જગતમાંના પદાર્થોનું ઉપયોગી જ્ઞાન મેળવવું, અને અરસપરસ ઉપયોગી થવાય તેમ કરવા પ્રયત્ન કરવો. તેજ પ્રમાણે ઇશ્વર તરફ લક્ષ રાખી નીતિથી કાળ ગાળવો. ટુંકામાં કહેવાની મતલબ એ છે કે ઇશ્વર માણસને ઉત્પન્ન

કરતાંજ સંસારની માયામાં નાખ્યો છે. સંસાર ચલાવવાનું કામ જ્યારે માણસના અંકપર આવી પડે છે; ત્યારે તે સંસાર ચલાવવા જેટલું તેનામાં ડહાપણ આવવું જોઇએ.

ધણીધણીયાણીએ અરસપરસ પ્રીતિથી કેવી રીતે વર્તવું, આડોશીપાડોશી સાથે કેમ ચાલવું; સ્ત્રીએ પોતાના ધણીની પેદાસ પ્રમાણે શી રીતે ખરચ રાખવો, પોતાના છૈયાંછોકરાંનાં આરોગ્યનું સંરક્ષણ શી રીતે કરવું, પોતાનાં છોકરાંઓ સદ્ગુણી, ધર્મિષ્ઠ, અને ઉદ્યોગી થાય તેને માટે કેવાં આચરણ પાળવાં, તેમજ છોકરા છોકરીઓના વિદ્યાભ્યાસપર નજર કેમ રાખવી, આદિ બાબતોનું જ્ઞાન સ્ત્રીપુરૂષોને હોવું જોઇએ, અને જગતમાં વ્યવહાર શી રીતે ચાલે છે તેની માહિતી વિના સંસાર ચલાવવાનું ડહાપણ અને જ્ઞાન આવતું નથી.

અવલોકન, વાંચન, વ્યાખ્યાન, સંભાષણ અને પ્રવાસ એથી માણસમાં ડહાપણ આવે છે અને તેને દુનિયાદારીનું જ્ઞાન થાય છે.

અવલોકન એટલે આ જગતમાં પોતાની આસપાસ જે જે બનાવો ને વાતો બને છે, જે જે ધંધા ચાલે છે અને જે જે ઉથલપાથલ થાય છે, તે તે સર્વપર લક્ષ રાખવું અને તે સંબંધી જ્ઞાન મેળવતા જવું. સૂક્ષ્મ વિચાર કરતાં એમ માલમ પડે છે કે, જન્મ થયા બાદ માણસની બુદ્ધિ ખિલવવાને પ્રથમ સાધન અવલોકન છે.

નાનું બાળક આસપાસની વસ્તુ ધારી ધારીને જુએ છે અને તે સંબંધી જ્ઞાન મેળવવા પ્રયત્ન કરે છે. તે બીજાને

બોલતાં સાંભળે છે તે પ્રમાણે ધીમે ધીમે બોલતાં શિખે છે. ઘણાંઓને અનુભવ થયો હશે કે નાનું છોકરૂં દીવા પાસે બેસે તો તે દીવાને ઝાપટ મારવા જાય છે, અને એક વખત તેનો હાથ દાઝે છે એટલે તે સમજે છે કે આમ કરવાથી હાથ દાઝે છે; અને ફરીથી ઘણું કરીને તે પ્રમાણે કરશે નહીં. આવી બીજી ઘણી બાબતોનું જ્ઞાન જે થતું જાય છે તેનું મુખ્ય કારણ અવલોકન છે. છોકરાંઓ સારાં કે નરતાં થવાનાં એ બધું પ્રથમના પાયા ઉપર આધાર રાખે છે. નાનાં છોકરાંઓનું મન તે કેવળ કોરા કાગળનું એક પુસ્તક છે. તે ઉપર જે પ્રકારનો લખનારો મળે તે પ્રકારનું તે પુસ્તક સારૂં કે નરસું થશે. સાધારણ નિયમ એવો છે કે, માબાપ ઉદ્યોગી, દયાળુ, પ્રમાણિક, ધર્મિષ્ઠ, શાંત સ્વભાવનાં અને પાપ કર્મથી બ્હીનારાં હશે તો છોકરાંઓ પણ તેવાંજ નિકળશે, અને મા બાપ જો આળસુ, દયાહીન, ટંટાખોર અને દુર્વ્યસની હશે, તો છોકરાંઓ પણ પછવાડેથી દુર્ગુણી નિવડશે.

તાત્પર્ય એ કે જે પ્રકારની વાતો અગર વર્તણુક છોકરા અને છોકરીઓની આગળ થાય તેવો તેમનો સ્વભાવ અગર તેમની ચાલ થાય છે. બ્રાહ્મણ અગર બીજા જે લોક સ્વચ્છતા પાળે છે તેમને, મેલા અથવા દુર્ગંધમાં રહેનારા લોક રહે છે, તે પ્રમાણે એક દિવસ પણ રહેવાનું કઠણ થઇ પડે છે; એનું કારણ એજ કે તેઓને નાનપણથી સ્વચ્છ રહેવાની ટેવ પડેલી હોય છે.

જ્ઞાન મેળવવાનું બીજું સાધન વાંચન છે. બીજા

લોકોએ પોતાના વિચાર લખીને જણાવેલા હોય છે, અગર જૂદા જૂદા દેશના ઇતિહાસ લખી મૂકયા હોય છે, અથવા જૂદા જૂદા પદાર્થના ગુણ દોષ વિષે વગેરે જે કાંઇ વર્ણન કરેલું હોય છે, એ સઘળાનું જ્ઞાન મેળવવાને માટે વાંચન સરખું બીજું એકે સાધન નથી એમ કહીએ તો ચાલે. લખવું અને વાંચવું, એ બે કળાનો ઉપયોગ અપૂર્વ છે. કારણ કે આ જગતમાં માણસ ઉત્પન્ન થયા પછીથી તે આજના વખત સુધી જે જે વિદ્વાન, બુદ્ધિમાન્, કુશળ વગેરે લોક આપણા દેશમાં અથવા ઘણા દૂર દૂરના દેશો-માં થઇ ગયા, અથવા હાલ જે હૈયાત છે, તેમના વિચાર, તેમના યુક્તિઓ, તેમના શોધ, વગેરે જેમ વાંચનથી સ-મજાય છે, તેજ પ્રમાણે તેમના પોતાના વિચાર લખયાથી પ્રસિદ્ધ થાય છે.

નાના પ્રકારના ગ્રંથ વાંચીને પૃથ્વી ઉપરના દેશ દે-શના લોકો સંબંધી થોડું ઘણું જ્ઞાન મળે છે. એવું જ્ઞાન પહેલા સાધનથી થતું નથી, કારણ કે અવલોકનથી પોતાની નજર આગળ આવનારા પદાર્થનુંજ જ્ઞાન થશે. તેજ પ્રમાણે સંભાષણથી જે જ્ઞાન મળી શકે, તેને માટે સામા માણસનો મેળાપ કરવાની જરૂર પડે છે.

જ્ઞાન મેળવવાનાં સાધનનો ઉપયોગ ન કરતાં પો-તાની સ્વાભાવિક બુદ્ધિવડે જેમ જેમ જ્ઞાન મળતું જશે તેમ તેમ તે હું મેળવીશ એવું જો કોઈ માણસ કહેશે તો તેની દશા જંગલી પ્રદેશમાં રહેનારા માણસોના જેવી થશે.

બે ચાર બાળકનો જન્મ થતાં વારજ જ્યાં માણસનો

વાસ ન હોય એવે ઠેકાણે તેમને મૂકયાં હોય, તો માણસો ધાન્ય શી રીતે પકવે છે, વસ્ત્રો કેમ તૈયાર કરે છે, ઘરો કેમ બાંધે છે, વગેરે બાબતોનું જ્ઞાન પ્રાપ્ત થવા માટે તે જંગલમાં મૂકેલા માણસને કાંઇ સાધન છે કે? પૃથ્વી ઉપર વપરાતી ભાષા પૈકી તેને એક પણ બોલતાં આવડશે કે? ખરે કાંઇપણ આવડવાનું નથી. કૌપર નામનો અંગ્રેજી કવિ થઇ ગયેલો છે, તેણે સુવાના કોચ ઉપર કવિતા કરી છે, તેમાં તેણે ખૂબીદાર વર્ણનમાં એવું જણાવેલું છે કે, અસલ લોક જંગલી સ્થિતિમાં છતાં તેમને જે જે અડચણો અને જરૂરિયાતો જણાતી ગઇ, તે તે પ્રમાણે કલ્પનાઓ કરી કરીને તેઓ બેડોલ ઘડુચીથી બારીક નકશીદાર કોતરકામવાળો સુઇ રહેવાનો પલંગ સુદ્ધાં બનાવવા લાગ્યા. તે કવિતામાં એવું બતાવેલું છે કે, પ્રથમ જે વખતે બેસવાને માટે ઘડુચીનો ઉપયોગ કરવા લાગ્યા, ત્યારે તેને પછવાડે અઢેલવાને માટે કાંઇ ટેકો મળે તો ઠીક, એવું લાગ્યાથી તેને એક ટેકો કર્યો. પછી તેને હાથ મૂકવા સારૂ હાથાની જરૂર લાગી ત્યારે તેઓએ હાથા બનાવી ખુરસીના જેઓ આકાર કર્યો. એવી રીતે પલંગ સુધી સુધારો થતો ગયો. એજ પ્રમાણે માણસોને લુગડાં વણવાની યૂક્તિ કેમ સુજી આવી એ વિષે એવું કહેલું છે કે, માણસો પ્રથમ ચામડાં અને ઝાડની છાલો વગેરે ઓઢતા હતા. પછી પક્ષીઓના માળા જોયાથી અને નાળિયેરીનાં પાતરાં જોયાથી તેઓનાં મનમાં એવી યુક્તિ સુજી આવી કે, ગમે તે જાતના રેસાઓ લેઇને પક્ષીઓએ માળા બાંધેલા છે તે

પ્રમાણે આપણે વસ્ત્રો વણીને તૈયાર કરીએ તો ઓઢવા જેવા થશે. એ ઉપરથી કપડાં બનાવવાની યુક્તિઓ માણસને સુઝી આવી. આવું કહેવાની મતલબ એ છે કે, માણસો જંગલી સ્થિતિમાંથી હાલની સુધરેલી સ્થિતિએ પહોંચવાનું કારણ તેઓની જરૂરિયાતો છે.

આને માટે જંગલમાં જે ચાર બાળકોને મૂકી આવ્યાની કલ્પના કરી છે તે બાળકોને પોતાની મેળે હાલની સ્થિતિએ આવવાને હજારો વર્ષ જોઇશું. તેમજ જેઓને જન્મથી અવલોકન, વાંચન, વગેરે ઉપર કહેલાં સાંધનો મળશે તે હાલની સુધરેલી સ્થિતિએ સહેજ પહોંચી શકશે, અને બીજી નવી યુક્તિ શોધી કહાડશે. આવાં આવાં કારણોથી એમ જણાઇ આવશે કે, માણસને પહેલાં થઈ ગયેલા સુધારાનું જ્ઞાન મેળવી આગળ જાસ્તી સુધારો કરવાને નાના પ્રકારના ઉપયોગી વિષયપર રચાયલા ગ્રંથોનું વાંચન ઘણું ઉપયોગી છે. યુરોપના રાજ્યોનો જે સુધારો થયો છે તેનું કારણ જૂદા જૂદા દેશમાંની તરેહ તરેહની ચોપડીઓનું વાંચન એજ છે. એટલા માટે મનુષ્ય પ્રાણીને, ગમે તો તે પુરૂષ હોય અગર સ્ત્રી હોય, તેને લખતાં વાંચતાં તો આવડવુંજ જોઇએ; કેમકે તે શિવાય તેમની બુદ્ધિ ખિલશે નહીં. તેમ વળી બધા ગ્રંથો વાંચવા જેવા છે એમ ગણવાનું નથી; કારણ વાંચવાને અયોગ્ય એવા પણ કેટલાક ગ્રંથો થયેલા છે તે વાંચવા ન જોઇએ.

## સ્ત્રીપુરૂષનો સ્વભાવ.

સ્ત્રીઓમાં હમેશાં વિનય અને મર્યાદા હોવાં જોઇએ. પુરૂષોને મોહિનીમાં નાખવા પ્રયત્ન કરવો એ સ્ત્રીઓનો ધર્મ નથી, એ તેમણે બરાબર સમજવું જોઇએ. અને પુરૂષોએ શુદ્ધ ભાવથી તેમનાપર મમતા રાખવી જોઇએ. પણ કદાપિ પુરૂષ પ્રેમ વ્યવહારમાં કૃતઘ્ન માલમ પડે તોપણ તેમના પ્રત્યે ખરો ભાવ બતાવવામાં સ્ત્રીની યોગ્યતા ઘટે છે એમ સ્ત્રીઓએ ગણવું જોઇએ નહીં.

સ્ત્રીઓએ મર્યાદા અને પવિત્રતા રાખી તેના મોહમાં પોતાના ધણીને નાખવો, અને નમ્રતાવડે તેનો વિશ્વાસ મેળવવો. સ્ત્રીની વર્તણુકમાં દાવપેચ અને લુચ્ચાઇ ન હોવી જોઇએ. હસતું મોઢું તથા પવિત્રતા એજ જે સ્ત્રીની કાન્ત છે, અને સારો સ્વભાવ તથા મિત્રભાવ એજ જેનું તેજ છે, એવી સ્ત્રીની સોબત આનંદકારક અને સુખદાયક થાય છે.

સંસારમાં એવી એકે બાબત નથી કે, જેમાં પુરૂષનું કર્તવ્ય જૂદુ અને સ્ત્રીઓનું જૂદું હોય. બંનેનાં કામો એકજ પ્રકારનાં છે. સ્ત્રીએ પતિ ઉપર હેત રાખવું અને પુરૂષે પણ તે પ્રમાણે હેત બતાવી તેનું માન રાખવું; સ્ત્રીએ પુરૂષની આજ્ઞા પાળવી જોઇએ, ને પુરૂષે પોતાનું કર્તવ્ય શું છે તે વિસરી ન જવું; પુરૂષે જે જે વસ્તુ જોઇએ તે લાવી આપવી, અને સ્ત્રીએ તેનો બરાબર ઉપયોગ કરવો. ઘરરૂપી રાજ્યમાં પુરૂષે મુખી તરીકે આજ્ઞા કરવી અને સ્ત્રીએ તેને અનુસરી મંત્રી તરીકે કારભાર ચલાવવો.

# પ્રકરણ પાંચમું.

---

## સ્ત્રીપુરૂષનો સંસાર.

સંસારવ્યવહારમાં સ્ત્રી અને પુરૂષ એ બંનેની સરખી જરૂર છે. બંને વ્યક્તિ પૈકી જગતમાં જો એકજ વ્યક્તિ હોત તો આજે સંસારમાં રીતભાત, ચાલચલગત, આદર-સત્કાર વગેરે બાબતોનો જે સુધારો નજરે આવે છે તે કદી થયો ન હોત. જો ફક્ત પુરૂષોજ હોત અને સ્ત્રીઓ ન હોત તો આજ પુરૂષ જે સ્થિતિમાં છે તેવો તે થાત નહીં, અને આજે જે અનેક બાબતો પુરૂષમાં કેવળ સ્વાભાવિક જેવી માલમ પડે છે તે તેઓમાં સમૂળગીજ હોત નહીં; કારણ કે પુરૂષોનો પ્રયત્ન હમેશાં સ્ત્રીઓને ખુશી કરવાનો હોય છે; તેટલા માટે તે જે કૃત્યો કરે છે તે તેને સારૂં લાગે તેવા હેતુથી કરવાને તે ઉલટથી યત્ન કરે છે. મતલબ કે જો જગતમાં ફક્ત પુરૂષજ હોત તો તેને કાંઇ સુખ મળ્યું ન હોત, એટલુંજ નહીં પણ તે કેવળ જંગલી સ્થિતિમાં હોત.

સ્ત્રીઓ જો એકલી હોત તો પુરૂષના કરતાં પણ તેમની ખરાબ સ્થિતિ થાત; કારણ કે પુરૂષો ખુશ શી રીતે થાય તેનોજ તેઓ વિચાર કરે છે; તેમનું બોલવું, ચાલવું, હસવું, રમવું, વગેરે સર્વ કૃત્યોથી પુરૂષોનો પ્યાર મેળવવા તેઓ પ્રયત્ન કરે છે. પુરૂષો જો ન હોત તો મર્યાદા રાખનારી અને હાવભાવ કરનારી એક પણ સ્ત્રી હોત નહીં. સર્વ સ્ત્રીઓએ ગૃહશિક્ષણ એનો અર્થ એવો લેવો જોઇએ કે, સાંસારિક

અને વ્યવહારિક જે કામો છે તે આપણે કરવાંજ જોઇએ, અને પોતાનાં છૈયાંછોકરાંને તે શિખવવાં જોઇએ. ફક્ત ચૂલા આગળ આવે તેની સારી વ્યવસ્થા કરવી અને જમવામાં ટાપટીપ રાખવી એટલુંજ તેમનું કર્તવ્ય નથી, પણ ઘરના હરેક કામમાં સ્ત્રીઓએ લક્ષ આપવું જોઇએ. પુરૂષો જે દુનિયાદારીનાં કામો કરે છે તે સર્વમાંથી બની શકે તે સ્ત્રીઓએ કરવાંજ જોઇએ.

સ્ત્રીઓએ ઘરની સારી વ્યવસ્થા રાખવી, પરોણા કે બીજું કોઇ આવે જાય તેનો આદરસત્કાર કરવો, પોતાના કુટુંબના માણસોની પ્રકૃતિ સાચવવી, દયા રાખવી, ઘરના ખરચપર નજર રાખવી, પાકશાસ્ત્રની માહિતી મેળવવી વગેરે. આની સાથે વિદ્યા પણ આવડવી જોઇએ, નહીં તો તે આ બધાં કામોમાં સારી નિવડશે નહીં. ખરચખૂટણ બાબત જાતે તપાસ રાખતાં તેને માલમ પડશે કે રોજ વાપરવાને અમુક અમુક ચીજોની જરૂર પડે છે, અને તે પ્રમાણે તે યાદ રાખવી જોઇએ; માટે લખતાં, વાંચતાં, ને હિસાબ રાખતાં આવડતું ન હોય તો તે યાદ રાખવું મુશ્કેલ પડે છે. વળી ધારો કે સંવત ૧૯૪૧ ની સાલમાં આપણે ઘેર એક કાર્ય થઇ ગયેલું છે અને સંવત ૧૯૪૮ ની સાલમાં તેવુંજ બીજું એક કાર્ય કરવાનું છે. પહેલાના જેટલોજ ખરચ કરવાનો ઇરાદો હોય તો તે કેમ બની શકશે? અથવા આ વર્ષે જેટલો ખરચ થયો તેટલોજ બીજે વર્ષે કરવાનો હોય તો નોંધ રાખ્યા શિવાય તે કેમ યાદ રહેશે? કોઇ એમ કહેશે કે સ્ત્રીએ નહીં લખ્યું તેથી અમારા ઘરમાં શું નોંધ

રહેતી નહીં હશે? તે વાત ખરી, પણ તે કોણે લખેલી હોય છે? તે પુરૂષોએ લખેલી હોય છે. પુરૂષો આખો દિવસ કુટુંબના ભરણપોષણ માટે બહાર મેહેનત કરે છે, અને ઘેર આવ્યા પછી તેને ઘરનાં કામો કરવાં પડે છે. કોઇને કપડાં ન હોય તો નવાં કરાવવાં, હિસાબ લખવો ને જોવો, વગેરે કામમાં તેને ગુંથાવું પડે છે. આખા અઠવાડિયામાં નોકરિયાટને એક દિવસ રજા હોય છે તે દિવસે તેમને આવાં કામ કરવાં પડે છે; તો તે દિવસ રજાનો નહીં પણ જાસ્તી કામનો એમ કહેવું જોઇએ. આટલા માટે ઘરનાં બધાં કામો સ્ત્રીઓએ કરવાં જોઇએ. આથી બંનેને ઠીક પડશે. પુરૂષોને માથે દ્રવ્ય મેળવવાનું કામ છે, તેમાં તેના ઘણા વખતનો અને શકિતનો ખરચ થાય છે. પુરૂષોએ થોડુંક સંસારના કાર્યમાં રોકાવું જોઇએ ખરૂં, પણ તે એવાંમાં કે જે સ્ત્રીઓની શક્તિ બહાર હોય.

છોકરાંઓની મુખ્યત્વે કરીને સ્ત્રીઓએ કાળજી રાખવી જોઇએ. તેમને સ્વચ્છ ને ખુલ્લી હવામાં ફરવા મોકલવાં, તેમનાં કપડાં સ્વચ્છ રાખવાં, નિયમિત વખતે ખવડાવવું, વગરે કામો સ્ત્રીઓએ જોવાનાં છે. કેટલીક સ્ત્રીઓ એમ કરે છે કે, છોકરાંઓને પુષ્કળ દાગીના પહેરાવે છે, અને તેમનાં બદનટોપી મેલાં અને ગંધાતાં રાખે છે. કેટલીક તો છોકરાંઓને દરરોજ શરીર ચોળી નવડાવત પણ નથી. હાલના જમાનાની કેટલીક શિખેલી સ્ત્રીઓ હોય છે તેમને માટે એવું કહેવાય છે કે, તેઓ ફકત પોતાની જાતની બાબતમાં ચોખવટ રાખે છે. તેને સંસાર સંબંધી

આઝું જ્ઞાન હોતું નથી; નાનપણથી તે શાળામાં એક ઠેકાણે જઇ બેસે છે એટલે તે ઘણી આળસુ થાય છે, તેને ઘર-ધંધો આવડતો નથી. ભગતે વખતે કોઈ પરોણા આવે અને રસોઇઓ બહાર ગયો હોય તો તેને માટે રસોઇ કરતાં ગભરાઇ જાય છે; અથવા ઘેર કાંઇ કાર્યપ્રયોજન હોય તો થરથર ધ્રુજે છે, અને તેના હાથમાંથી વાસણ પડી જવાનો પ્રસંગ આવે છે; તેમજ તેનું શરીર ઘણું અશક્ત અને નાજુક હોય છે. એનું કારણ એ કે એક ઠેકાણે બેસી રહેવાથી શરીર કસવાનો તેને પ્રસંગ આવતો નથી. ફેર-કુંદડી વગેરે જેથી કસરત થાય એવી રમતો રમવાની ટેવ નહોવાથી તે અશક્ત માલમ પડે છે. તેટલા માટે દરેક સ્ત્રીએ પોતાની છોકરીઓને, વહુઓને અગર જાતે એવું શિક્ષણ આપવું ને લેવું કે જેથી શારીરિક અને માનસિક બંને પ્રકારની શક્તિઓનો બરોબર ઉપયોગ થાય. ઘરની સુંદર ખુલ્લી હવાવાળા ભાગમાં શાંત ચિત્તથી રમતો રમવી, શરીર કસાય તેવાં શક્તિ પ્રમાણે કામ કરવાં, નિયમિત વખતે નિયમિત કામો કરવાં, ચિત્ર કાઢવાં, પુસ્તકો વાંચવાં, ભરવું, સિવવું, ઇત્યાદિ જૂદા જૂદા વિષયોનો થોડો ઘણો મહાવરો રાખવો જોઇએ.



# પ્રકરણ છઠ્ઠું.

---

## સંસારસુધારો.

સ્ત્રીઓને આ સંસારમાં જરૂરની હરેક બાબતમાં માહિતી આપી તે પ્રમાણે તેઓ વર્તે તેમ કરવું; જેમકે રસોઈ કરવી, ભરવાસિવવાનું કામ કરવું, માબાપની આજ્ઞા પાળવી, લગ્ન થયા પછી પતિ અને તેના સગાંવહાલાંની સાથે આદરસત્કારથી વર્તવું, પોતાના પત્નીધર્મને અનુકૂળ જે ગુણ તે પાળવા, લખતાંવાંચતાં શિખવું, છોકરાંછૈયાં સદ્‌ગુણી થાય એવી રીતે તેમને નાનપણથી શિખવવું, પતિ આડે રસ્તે ચાલતો હોય તો તેને યુક્તિથી સન્માર્ગે લગાડવો, સંસાર સારી રીતે ચાલે એવી રીતે ઘરનાં કામો કરવાં અને તે બીજાઓને શિખવવું; આનું નામજ સ્ત્રીશિક્ષણ કહેવાય. આ સર્વ શિક્ષણમાં વિદ્યા અને નીતિ એ બાબતનું શિક્ષણ મુખ્ય છે. વિદ્યા શિખ્યા વગર પુષ્કળ સ્ત્રીઓ સંસાર ચલાવે છે, પરંતુ તેમનો સર્વ વ્યવહાર રેંટના ગાડા અગર ઘાંચીની ઘાણીના બળદિયાના જેવો છે.

ઘણાક અજ્ઞાની લોકોનો મત સ્ત્રીઓને વિદ્યા શિખવવાના સંબંધમાં એવો છે કે તેને જો ભણાવી હોય, તો તે પોતાના ધણી કરતાં વધારે ડહાપણ બતાવી તેને ઉલટો નઠારો ઉપદેશ કરશે, પોતાના ધણીની બ્હીક અગર મર્યાદા રાખશે નહીં, અને પોતાના સંસાર તરફ લક્ષ ન આપતાં ફકત અનેક પ્રકારનાં પુસ્તકોજ વાંચ્યા કરશે.

આવી રીતે અનેક પ્રકારના ખોટા તર્કો બાંધે છે. આ તે કેવો વિચાર? આવી શંકા લાવવી એ કેટલું અજ્ઞાનપણું છે. જુઓ આપણે દેવતા વડે રસોઇ કરીએ છિયે, તેજ દેવતાને જો ઘરનાં કામડાં કે લાકડાંપર મૂકીએ તો તે ઘર બળે અને આગ લાગે. તેજ પ્રમાણે વિદ્યાનું છે. વિદ્યાથી સારાં તેમજ નરસાં ફળ પ્રાપ્ત થાય છે એ ખરૂં, પરંતુ સારી વિદ્યા અને સારૂં શિક્ષણ એનાં ફળ માઠાં થશે કે? "विद्या ददाति विनयं" એમ છે. વિદ્યા શબ્દનો અર્થ विद् જાણવું, એ ઉપરથી નિકળ્યો છે. વિદ્યાવડે મનુષ્યનું મન પ્રકાશિત થાય છે. જે વિદ્યાના જ્ઞાનરૂપી ચક્ષુવડે માણસને આ જગત માહેલાં કૃત્યોમાં પરમેશ્વરની અપાર ચતુરાઇ, કુશળતા, પરાક્રમ, શુભ હેતુ, દયા, એ જણાઇ આવે છે, વળી જેથી અહંકાર દૂર થાય છે અને વિનય આવે છે, તે વિદ્યા સ્ત્રીઓને શિખવી હોય તો તે શું પોતાના પતિનું માનભંગ કરનારી, ઉદ્ધત અને આડી ચાલની થશે? એવું કદી પણ થશે નહીં. આમ બોલવું કેવળ નિરર્થક છે. જે વિદ્યામાં ઇશ્વરના ગુણ ગવાય છે તે વિદ્યા કોઇ પણ શિખે તો તેથી નઠારાં ફળ પ્રાપ્ત થશે કે? પ્રારંભથીજ પોતાની કન્યાઓને સારો બોધ મળે, અને નીતિ શિખે તેવું જ્ઞાન આપ્યું હોય તો તે પોતાનો ધર્મ કેમ બજાવશે નહીં? સારા નરસાનો વિચાર કરી શકે એવી તેમની બુદ્ધિ થશે તો પોતાના પતિની આજ્ઞાનો તે કદી ભંગ કરશે નહીં. પરમેશ્વરનું જ્ઞાન પ્રાપ્ત થવાથી તેનાથી

કરીને તે સદાચરણથી ચાલશે, અને પત્નીધર્મ પાળશે. વધારે તો શું કહેવું, પણ તેના કુટુંબને બનતી મેહેનત લેઇને તે સુધારશે અને સદા સુખી રહેશે અને રાખશે.

સ્ત્રીઓ વિદ્યા શિખીને પુરૂષોની બરાબરી કરે, અને તેથી ઘણા દિવસથી જે રિવાજ ચાલતો આવ્યો છે તે તૂટે એમાં ઘણાક વિરૂદ્ધ પડે છે. પરંતુ ઓસડ લીધું એટલે તેની સાથે ખટાશ તીખાશ ઇત્યાદી કુપથ્ય પદાર્થ તજવા પડે છે, તેવીજ રીતે સત્ય વાતનું ગ્રહણ કરવાથી અજ્ઞાનપણાનો રિવાજ ગમે તેટલો જુનો અને મનમાનતો હોય તોપણ તે છોડવોજ જોઇએ.

હાલ આપણા હિંદુ લોકોની સ્ત્રીઓનો મોટો ભાગ અજ્ઞાન અવસ્થામાં છે. તેમની બુદ્ધિ ખીલેલી હોતી નથી; અને જ્ઞાન થોડું હોય છે, તેથી તેમને તેવા પ્રકારનાં સંકટમાંથી છોડવવાનો ઘણી અગત્ય છે. જન્મથી આંધળા માણસને ચક્ષુ પ્રાપ્ત થવાથી તેને ઘણો આનંદ થાય છે, તે પ્રમાણે જન્મથી અજ્ઞાન રહેલી સ્ત્રીને વિદ્યા અને જ્ઞાન એ બે ચક્ષુ પ્રાપ્ત થવાથી, એટલે તેના મન અને બુદ્ધિ એમાં સુશિક્ષણ રૂપી સૂર્યનો પ્રકાશ પડવાથી તેમાં ઇશ્વરે કયાં કયાં અમૂલ્ય રત્નો રાખ્યાં છે, તે તેમને જણાઇ આવશે. ભણાવવાથી તેમને ઘરવ્યવહાર પૂરતુંજ જ્ઞાન થશે એમ નથી, પણ તેનામાં પ્રૌઢતા, નમ્રતા, વિવેક વગેરે અનેક સદ્ગુણો આવશે. તેને વિદ્યાનો શોખ લાગશે, એટલે તે પોતાનો ફુરસદનો વખત ઉંઘવામાં, આળસમાં, વાતો કરવામાં, અથવા ઘેર ઘેર ભટકવામાં ગાળશે નહીં. કેટ-

લીક સ્ત્રીઓ જમી કરીને નવરી પડે છે, કે લોકોની કુથલી કરે છે, અથવા એવીજ રીતે નકામો વખત ગુમાવે છે. તેમ ન ગુમાવતાં તે નીતિનો બોધ મેળવવામાં અને વિદ્યાભ્યાસમાં ગાળશે. વિદ્યાભ્યાસમાં વખત ગાળવો, જે સત્યનો શોધ બીજા માણસોએ કરેલો છે તે જાણવો, અને માણસના જ્ઞાનની મર્યાદા વધારવી એ વખાણવા લાયક અને સંતોષકારક ઉદ્યોગ છે. કોઇ એમ કહેશે કે, આપણી સ્ત્રીઓને ઘરસંસારના કામોમાંથી વિદ્યાનો સ્વાદ લેવાનો વખત ક્યાંથી મળે? એ કાંઇ મોટી અડચણ છે એમ નથી. કન્યા તેર ચૌદ વર્ષની થાય ત્યાં સુધી શાળામાં અભ્યાસ કરે, તે પછી સંસારમાં ગુંથાવાથી, તેને ઘરના કામમાંથી પરવારતાં બિલકુલ વખત મળતો નથી એમ નથી. વખત તો પુષ્કળ મળે છે. માટે તેવા નવરાસના વખતમાં તેણે પોતાને ગમત અને આનંદ મળે એવા વિદ્યાના જૂદા જૂદા વિષયો જોવામાં રોકાવું જોઇએ. શ્રીમંત ઘરનાં બૈરાંઓને તો વિશ્રાંતીનો વખત ઘણોજ મળે છે. તેમને કોઇ જાતની અડચણ હોય એવું જણાતું નથી. તેમણે તો પ્રતિષ્ઠા અને સુખ આપનારી વિદ્યાનો આનન્દ અવશ્ય મેળવવોજ જોઇએ. કહેવાનો સાર એટલોજ છે કે હાલ આપણી સ્ત્રીઓ અજ્ઞાનની ભરઉંઘમાં પડેલી છે, તેમાંથી જાગૃત કરવા માટે તેમની આગળ વિદ્યારૂપી ઘંટ વગાડવો જોઇએ, એટલે તે સાવધ થશે. સ્ત્રીઓને વિદ્યા શિખવવાથી, તે પોતે સુધરશે, એટલુંજ નહીં પણ તેમના હાથ તળે કેળવણી મળવાથી તેમનાં છોકરાં પણ સુધરશે,

કારણ છોકરો જો પોતાની માપાસે લખવા વાંચવાનું શિખે તો, તેને આગળ ઘણું સુખ પડશે. જુઓ નાનપણમાં છોકરાને નિશાળે મોકલતાં તેનાં માબાપને કેટલી મેહેનત પડે છે? તેના આગળ મેહેતાજીનું નામ દીધું કે કોઇ કાળરૂપી ભયંકર માણસનું નામ દીધું હોય એમ તેને લાગે છે. નિશાળનું નામ દેતાં તે તરતજ રડવા માંડે છે. નિશાળે જાય છે તો બે ત્રણ મહિના સુધી કક્કો ગોખ્યા કરે છે. દરરોજ નિશાળે જતાં તે રડવાનો તો ખરોજ. આ પ્રમાણે ઘણું કરીને છોકરાઓ નિશાળે ન જવા માટે માથાફોડ કરે છે, અને એથી કરીને નાનપણથીજ સર્વ કામમાં હઠીલા અને મનસ્વી થવાની તેમને ટેવ પડે છે. આ સઘળું બંધ કરવાને માટે સહેલો ઉપાય છતાં, પોતાના છોકરાંઓને હમેશાં દુ:ખી કેમ કરવાં? તેને મારની બ્હીક અને ભય ન બતાવતાં તેની મરજી પ્રમાણે અને ગમત મળે એવી રીતે ઘરમાંજ વિદ્યાભ્યાસ કરાવવામાં શી હરકત પડે? તેની મા પંડેજ સારી ભણેલી અને બુદ્ધિમાન હોય તો તે કામ તે સેહેજ કરશે. જો એકાદ કુટુંબમાં ઘણા છોકરાં હોય, અને તેનાં માબાપ પોતાનાં છોકરાંઓને વિદ્યાભ્યાસ કરાવવા સમર્થ ન હોય તો છોકરાની મા તેને શિખવવાને શક્તિમાન હોવાથી કેટલો ફાયદો થાય? તેને કેટલી સુલભ રીતે તે શિખવશે વારૂ? છોકરાં મેહેતાજી પાસે બેસવા કરતાં પોતાની માની પાસે ઘણી હોંસથી બેસશે. તે તેમને નીતિના બોધની વાતો કહી વિદ્યા શિખવશે. સુધરેલા દેશોના વિદ્વાન અને જ્ઞાની પુરૂષોનાં બાળપણનાં વૃત્તાંત વાંચવાથી

માલમ પડશે કે મોટપણમાં તેમણે જે માન મેળવ્યું હોય છે તેને માટે તેઓ પોતાનાં માબાપનાજ ખરેખરા આભારી હોય છે. નાનપણમાં છોકરાંઓનો માની સાથે વધારે સહવાસ હોય છે, અને તે જે પ્રમાણે વર્તવાનું સૂચવે છે તે પ્રમાણે તે ચાલે છે. અભાગ્ સ્ત્રીઓ પોતાનાં છોકરાંઓને નાનપણથી નઠારી ટેવ પાડે છે. આપણા દેશમાં પંદર સોળ વર્ષની ઉમ્મરે સ્ત્રી માતા થાય છે, તેની પાસે તેનું છોકરૂં જનાવરના બચ્ચા પ્રમાણે શરીરે માત્ર વધતું જાય છે. તે થોડું બોલતું ચાલતું થાય છે, એટલે બે અઢી વર્ષની ઉમ્મર થાય છે કે, તેને નઠારા શબ્દો બોલતાં, ઉગામતાં અગર લાતો મારતાં શિખવે છે. આ શું નાના બાળકોનું શિક્ષણ કહેવાય? છોકરાંઓનાં કોમળ અંતઃકરણ ઉપર એવા પ્રકારનો બોધ થાય એટલે મોટપણે તેનું પરિણામ ખુલ્લી રીતે દેખાઇ આવે છે. કોઇ કોઇ વખતે જૂઠું બોલવું, ચોરી કરવી, નિંદા કરવી ઇત્યાદિ દુર્ગુણ તેના કુટુંબના માણસોની સોબતથી અને વિશેષે કરીને માબાપના સહવાસથી પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે અભણ સ્ત્રીઓ, છોકરાંને દુર્ગુણ શિખવવાને સહાયભૂત થાય છે એટલુંજ નહીં, પણ તેમનાં મનમાં ખોટો ભય ઉત્પન્ન કરે છે. "એ બાબુ આવ્યો, બાવો આવ્યો," એમ કહી તેમને બ્હીવડાવે છે. એજ બ્હીકની આગળ જતાં તેના મનપર દૃઢ છાપ પડી જાય છે. છોકરૂં જમતી વખતે કાંઇ અટકચાળાં ન કરે ને જલદીથી ખાઇ લે, તેને માટે આડુંઅવળું સમજાવે છે કે, આજ મામાને ત્યાં લગ્ન છે, ત્યાં લાડુ

કર્યા છે અને આપણે બધાંને જમવા જવાનું છે; એવું સાંભળી છોકરૂં ઉમંગમાં ને ઉમંગમાં જલદીથી ખાઈ લે છે, અને આખો દિવસ જમવા જવાનો વિચાર કર્યા કરે છે, પરંતુ જમવા જવાનો વખત આવતોજ નથી, એવું જોઈ તે ઉદાસ થઈ મા પાસે જઈને પૂછે છે કે જમવા ક્યારે જવાનું છે? ત્યારે મા તેને ભલતોજ જવાબ દઈ ઉડાવે છે. આ પ્રમાણે છોકરાંઓને નાનપણથી ખોટું બોલતાં, અને બીજાંઓને છેતરતાં શિખવે છે, તેથી કરી છોકરાંઓ જૂઠું બોલવું અને લોકોને છેતરવું એ આપણું કામ છે, એમ સમજી તે પ્રમાણે વર્તે છે. આવા પુષ્કળ દાખલાઓ ઘણે ઘેરથી માલમ પડી આવશે. એટલા માટે છોકરાંની મા સારૂં ભણેલી હોય, તો તેનાં છોકરાં સારાં નિવડશે. માબાપનું મન સાચવવું, ગરીબ ઉપર દયા રાખવી, સદાચરણથી ચાલવું વગેરે તે તેને શિખવશે. તેની સાથે પોતે પણ તેવાં આચરણ પાળી તેમ કરવાની જરૂર દેખાડશે. આજ ભરતખંડમાં ઘણાં છોકરાંઓ અજ્ઞાન અને દુર્ગુણી રહે છે. તેમના ઉપર જ્ઞાનરૂપી પ્રકાશ પડવાથી દેશમાં કેટલાં સ્ત્રીપુરૂષ નીતિવાન નિવડશે તેનો વિચાર કરવો જરૂરનો છે. નવાં નવાં ઘરેણાં કરાવો, જુનાં ઘરેણાં હોય તે ભાંગી નાખી નવાં કરાવો, ફલાણીએ નવી તરેહની બંગડીઓ કરાવી છે તેવી મને કરાવો, છોકરો મોટો થઈ ગયો માટે તેનાં લગ્ન ક્યારે કરશો', વહુને કેટલું ઘરેણું ઘાલશો, વેવાણને માટે કેવાં લુગડાં લેવાં, એવી એવી નિરર્થક વાતોમાં ઘણીક સ્ત્રીઓનું મન બારે માસ

ગુંથાયલું રહે છે. પોતાની વર્તણુક વિષે અથવા છોકરાંના શિક્ષણ સંબંધી તે કદી બોલતી નથી, તો પછી ઇશ્વર સંબંધી અને બીજા અનેક વિષયો ઉપર બોલે એ વાત તો બનેજ શાની? સ્વદેશબંધુઓ! જરા પળ વાર વિચાર કરીને જુઓ કે જે વખતે છોકરાછોકરીઓનો વિદ્યા સંપાદન કરવાનો વખત છે, તે વખતે તેમને લગ્નની બેડી પહેરાવવાથી તેમના જ્ઞાનની વૃદ્ધિ કેમ થશે? અને દેશનું હિત આપણા કેવાં આચરણથી થઇ શકે છે એ વાતો તેમના સમજવામાં કેમ આવશે? સ્ત્રીઓ અભણ હોય તો પોતાનું હિત કેમ કરવું એ સમજવું તેમને ઘણું કઠણ પડે છે; સ્ત્રી સારૂં ભણેલી હોય તો તેના કુટુંબના ખરચની સારી વ્યવસ્થા કરતાં તેને આવડે છે; પોતાના પતિની આયપત પ્રમાણે ખરચ રાખતાં તે સમજે છે. ઘરમાં લગ્ન કાર્યને પ્રસંગે ફુલણજી ન બનતાં જોઇતો ખરચ કરે છે; કારણ કે ઘણુંકરીને લગ્ન સંબંધી ખરચ બૈરાંને હાથે થાય છે. સ્ત્રી શાણી અને હોશિયાર હોય છે તો દેવું કરીને વરો કરો, કે ઘરડાનો દહાડો એમનો એમ ન જવા દેવાય એવો તે કદી આગ્રહ કરશે નહીં. દેવું કરીને ખરચ કરવાથી ઘણા લોકો આજ સુધીમાં નાશ પામ્યા છે, અને હાલ પામે છે. કેટલીક સ્ત્રીઓ ઠગ, ઢોંગી વગેરે સ્વાર્થ સાધનારા માણસોપર વિશ્વાસ રાખે છે; આથી ઘણાં કુટુંબોને નુકસાન પહોંચેલું છે. જો પૈ પૈસાના સિદૂર અને લિંબુથી રોગી સારો થતો હોય તો કોઇપણ હજારો રૂપિયાના ઓસડનો ઉપયોગ શું કરવા કરે? રોગીને ઓ-

સહ, ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી, વગેરે ઇશ્વરે જે નિર્માણ કરેલું છે તે શું નકામું છે? છોકરાને એક વખત નઠારી ટેવ પડી ગઇ એટલે તે આગળ જતાં છૂટવી મુશ્કેલ પડે છે. વળી છોકરાંઓ એકવાર લાજમરજાદા છોડી વર્તવા લાગ્યાં એટલે પછી તેઓ માબાપનું માન રાખતાં નથી. બાળપણામાંજ માએ છોકરાંઓને નીતિ અને ધર્મને અનુસરી વર્તવા બોધ આપ્યો હોય તો તેમનાં આચરણ બદલ પછીથી કોઇને પણ દોષ દેવાને કારણ મળશે નહીં. છોકરો ભણેલો છે કે અભણ, સદ્ગુણી છે કે દુર્ગુણી, રોગી છે કે નિરોગી, એ બાબતોપર લક્ષ ન આપતાં કુળ જોઇનેજ કેટલાંક તેની સાથે પોતાની છોકરીઓનો વિવાહ કરે છે. વળી કાચી ઉમ્મરનાં છોકરા છોકરીનાં લગ્નથી પરિણામ કેવાં આવશે તે તરફ પણ મુદ્દલ લક્ષ આપતાં નથી. ફક્ત છોકરાનો બાપ કુળવાન છે કે કેમ, અને પૈસાવાળો છે કે નિર્ધન એજ જુએ છે. કોઇ કોઇ વખત ભવિષ્યનો વિચાર ન કરતાં પૈસાની ખાતર સ્ત્રીઓ પોતાની છોકરીને સાઠ સિત્તેર વર્ષના વ્યાધિથી પીડાયેલા ઘરડા ડોસા સાથે પરણાવે છે. આમ થવાથી આ ભરતભૂમિમાં કેટલી સ્ત્રીઓ વિધવાપણાના દુઃખમાં રિબાય છે તેનો કોઇ વિચાર કરતું નથી. કેટલીક સ્ત્રીઓને છોકરાંને કઇ ઋતુમાં કેવાં લૂગડાં પહેરાવવાં એનું જ્ઞાન હોતું નથી. એ બાબતમાં તેમનાં આચરણ બધી રીતે ઉલટાં માલમ પડે છે.

નાનાં છોકરાંઓ રડીને હઠ કરે છે અને ઉંઘતાં નથી ત્યારે અજ્ઞાન સ્ત્રીઓ દૂધમાં અફીણ નાખી તે પાઇ તેને ઉંઘાડી

દ છે. આવા પ્રકારના કેફી પદાર્થથી ઘણાંક છોકરાંઓ મરી ગયેલાં છે. કદાચ એવા સંકટમાંથી બચે છે તો તેઓ રોગી તો થાય છે ખરાં, ને પછી ઘણી પીડા ભોગવે છે. બાનપણથી કેટલાંક છોકરાંઓ હાલતાં ચાલતાં ગાળો દે છે, ખોટું બોલે છે, માબાપની લાજમરજાદા ન રાખતાં તેમની સામે બીભત્સ શબ્દ બોલે છે, પાંચ છ વર્ષની ઉમ્મરથી બીડી પીતાં શિખે છે, અને સ્વતંત્ર રીતે ચાલે છે. આ બધાનું કારણ એ કે તેને ઘરમાં સારૂં શિક્ષણ મળતું નથી. દરેક કુટુંબમાં વિદ્યાનો સુધારો થાય તો દેશનો સુધારો સહજ થશે એમ સમજવું.

સ્ત્રીઓનું અજ્ઞાન એ દેશની દુર્બળ અવસ્થાનું એક કારણ છે. પુરૂષ જાતે ગમે તેટલો વિદ્વાન હોય પણ જો સ્ત્રી અજ્ઞાન હશે તો તે પક્ષાઘાતથી પીડાતા પુરૂષના જેવો ગણી શકાય. જેમ શરીરનું એક અંગ રોગીષ્ટ થાય છે તો તેથી બીજા સારા અવયવ ભારે લાગે છે, તેમ પુરૂષના કળાકૌશલ્ય, નીતિ અને આચરણનું સમજવું. દેશનું કલ્યાણ કરવાને પ્રથમ સ્ત્રીઓને તથા કન્યાઓને સુશિક્ષિત કરો એટલે સઘળા મનોરથ સિદ્ધ થશે.

સ્ત્રીઓથી દેશ સુધરી શકેછે એ વાત કેટલાકને ખરી લાગશે નહીં. એની ખાતરી થવા માટે ફક્ત યૂરોપ ખંડનો દાખલો બસ છે. જુવો ત્યાંના હાલના લોકોની સ્થિતિ કેવી છે; તેઓ શરીરે મજબુત, વિદ્યામાં પરિપૂર્ણ અને કળાકૌશલ્યમાં નિપુણ છે. આનાં કારણ અનેક છે, પરંતુ તેમાંનું મુખ્ય કારણ તેમની સ્ત્રીઓની ઉત્તમ સ્થિતિ એ છે. ધીરજ રાખી,

ઇશ્વરની સહાયતા માગી, કોઇનો ભય ન રાખતાં સ્ત્રીઓને વિદ્યા ભણાવો; અને તેમની યોગ્યતા પ્રમાણે તેમને માન આપો. વિદ્યાથી માણસના મનમાં શા શા ફેરફાર થાય છે તેનો અનુભવ મેળવો. હાલ જે અંગ્રેજ લોકો રાજ્ય કરે છે તે અસલથીજ વિદ્વાન અને જ્ઞાની હતા એમ નથી. તેઓ પ્રથમ વસ્ત્રને ઠેકાણે ઝાડની છાલો વાપરતા હતા, અને ઘરેણાંને બદલે શરીરપર ચિત્રવિચિત્ર રંગ લગાડતા હતા. તેઓ ફક્ત કંદમૂળ અને ફળ ખાઇને રહેતા હતા. આ શિવાય તેમને બીજું કાંઇજ માલમ નહોતું પણ ખરી વિદ્યા અને જ્ઞાન પ્રાપ્ત થવાથી તેઓ કળા કૌશલ્યતાનો શોધ કરવા લાગ્યા; અને પોતાની ચંચળાઇ અને ચતુરાઇ વડે આટલે ઊંચે દરજ્જે પહોંચ્યા છે. વળી એટલા થોડા વખતમાં તેમની વૃદ્ધિ થવાનું બીજું મોટું કારણ એ છે કે વિદ્યાના અને ઘરના વ્યવહારિક કામોમાં તેમની સ્ત્રીઓની સહાયતા મળવાથી તેઓ બમણું કામ કરી શકે છે. અને તેથી તેઓ જલદીથી આગળ વધી શકે છે.

હાલમાં આ દેશમાં ઘણાક તો "શરીરરૂપી પલંગપર આળસની પથારી પાથરી બુદ્ધિનું ઓસીકું કરી, ઉપર અભિમાનની ચાદર પાથરી અને આસપાસ વિચારશૂન્યતાના પડદા નાખી" લાંબી મુદતથી ઉંઘમાં નિરાંતે પડી રહ્યા છે. વળી તે પડદાની ચોમેર અજ્ઞાન અને નઠારી સમજણ રૂપી હવા ફેલાઈ રહી છે તેથી તેઓ ગાઢ નિદ્રામાં પડેલા છે. પરંતુ ઇશ્વિર કૃપાથી વિદ્યારૂપી નોબતનો અવાજ

કાને પડવાથી કેટલાક જાગૃત થવા લાગ્યા છે, તો ફરીથી દુષ્ટ નિદ્રાની ઇચ્છા ન રાખતાં પૂરતી રીતે સાવધ રહી પોતાની આસપાસ શું છે અને પોતે કેવી અધમ સ્થિતિમાં છે તેનો બરાબર વિચાર કરી સુધારો કરવો જોઇએ. ખરેખર છોકરાંઓ નમ્ર, સાચાબોલા, દયાળુ, ધર્મિષ્ઠ, પરોપકારી અને પ્રમાણિક થાય એવી ઇચ્છા રાખી પ્રથમથીજ તેમના મનમાં સુનીતિ, અને સુશિક્ષણના વિચાર ઠસાવી તેમને સદ્ગુણ સંપન્ન થવાનો માર્ગ દેખાડે એટલે તેમની પ્રજા પણ તેવીજ થશે. વળી એક વા લક્ષમાં રાખવી જોઇએ કે, મીઠા વગરનું અન્ન સ્વાદિષ્ટ લાગતું નથી, તેવીજ રીતે નીતિ વગર કોઈપણ વિદ્યા ભૂષણ તરીકે ગણાય નહીં.

---

## પ્રકરણ સાતમું.

---

### સ્ત્રીપુરૂષનું કર્તવ્ય કર્મ.

સારૂં અગર નરસું કરવાની શક્તિ સ્ત્રીઓના હાથમાં છે. ઘર હોય તો તે સુખનું સ્થાનજ હોવું જોઇએ; નહીં તો સમુળગુંજ ન હોય તો સારૂં. સારી સ્ત્રીઓપર પુરૂષના ડહાપણ, ધૈર્ય, બળ, અને આરોગ્યતાનો મુખ્ય આધાર છે; નઠારી સ્ત્રી, નાશનો, દુઃખનો અને દુર્બળતાનો કોઠાર છે. ડહાપણ, ધૈર્ય, સંસારવ્યવહારમાં પ્રવીણતા, એ સ્ત્રીઓમાં હોય, તો પુરૂષ ગમે તે દશામાં આવી પડે તોપણ પોતે ડગતો નથી.

સ્ત્રી ઉડાઉ, આળસુ, અભાણ, મૂર્ખ, અને નિર્દય હોય, તો પુરૂષ નાઉમેદ અને નિરૂત્સાહી થાય છે.

પુરૂષ ગમે તેટલો ધીરજવાળો હોય, તોપણ તેને, ઘરમાં સ્ત્રી તરફથી સુખ હોવાને બદલે ઉલટો ત્રાસ હોય તો તેનાથી તો ઘણા દિવસ સુધી સહન કરી શકાતું નથી. તેને સ્વાભાવિક રીતે કામ કરવાની હોંસ હોય છે, પણ તેની હોંસ અને આનંદ ચાલુ રહેવાને માટે તેનું મન સ્થિર હોવું જોઇએ. સંસારની ખટપટમાં તેને પોતાની માનસિક શક્તિનો ઉપયોગ કરવો પડે છે. મનની સ્થિરતા અને મોટાપણું રહે તેટલા માટે ઘર એ વિશ્રામ, શાંતિ અને સુખનું સ્થાન હોવું જોઇએ. એમ હોય તો તેનું મન નવી શક્તિ ધારણ કરીને જગતમાં પડતાં દુઃખો દૂર કરવા અને સાંસારિક લાભો મેળવવા ફરીથી પ્રયાસ કરી શકે છે. તેને ઘરમાં વિસામો મળતો ન હોય, પણ ઉલટો અસંતોષ, કચકચાટ અને ત્રાસ હોય, તો તેની હિમ્મત નાશી જાય છે. તેને ઘરનો અને દુનિયાનો કંટાળો આવે છે અને તે નિરાશા અને દુઃખનો ભોગ થઇ પડે છે. તેટલા માટે સર્વ સ્ત્રીઓએ પોતાના પતિ અને પોતાનાં સગાંવહાલાંની સાથે ઘણી નમ્રતાથી અને મર્યાદાથી ચાલવું જોઇએ અને કોઇની સાથે દુશ્મનદાવો રાખવો નહીં. કયે વખતે કેવી દશા થશે તે કોણ જાણે છે? કોનો કયારે અંતકાળ આવશે અને કોનાપર કયારે કેવું સંકટ આવશે, એની કોઇને પણ ખબર હોતી નથી. સદાચરણથી ચાલનારી સ્ત્રીઓનાં લોક ઘણાં વખાણ કરે છે, અને તેના મરી ગયા પછી પણ તેના સંબધમાં આવેલાં સઘળાં માણસ તેને સંભારે છે.

ઇશ્વરે આ જગતમાં મનુષ્ય જાતિ પેદા કરી છે તેમાં પુરૂષ અને સ્ત્રી એવા ભેદ રાખેલા છે, તે બંનેની આ જગતમાં સરખી જરૂર છે. પુરૂષ વગર સ્ત્રીને ચાલનાર નથી, અને સ્ત્રી વગર પુરૂષને ચાલનાર નથી. તેઓના અરસપરસ કયા કયા ધર્મ છે એનો તેમણે જરૂર વિચાર કરવો જોઇએ. એ અરસપરસના ધર્મ સ્ત્રી અને પુરૂષ ધ્યાનમાં રાખી તેને અનુસરીને ચાલે તો તેથી તેમને અનેક લાભ થવાનો સંભવ છે. પુરૂષ અને સ્ત્રી એમાં જે ભેદ છે તે તેમના સ્વભાવ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. પરમેશ્વરે તેમને જૂદાં જૂદાં કામો કરવાને સરજેલાં છે, અને પોતપોતાનાં કામો બજાવવાની યોગ્યતા તેમનામાં મૂકેલી છે. પુરૂષને સ્ત્રીઓનું કામ અને સ્ત્રીઓને પુરૂષનું કામ યોગ્ય રીતે કરતાં આવડશે નહીં. પુરૂષમાં શારીરશક્તિ, બુદ્ધિ, ધૈર્ય, નિશ્ચય, એ સ્ત્રીઓ કરતાં વધારે હોય છે; અને સ્ત્રીઓમાં દયા, મમતા, સહનશીલતા એ ગુણ પુરૂષ કરતાં વિશેષ હોય છે, તેમ તેઓ શરીરે નાજુક, અને તેમનાં મન કોમળ હોય છે. એ ઉપરથી કોઇએ એમ ન સમજવું કે બુદ્ધિ, શક્તિ વગેરે જે ગુણ પુરૂષના કહ્યા છે તે ગુણો સ્ત્રીઓમાં હોઇ શકતા નથી, અથવા સ્ત્રીઓના જે ગુણ કહ્યા છે તે પુરૂષોમાં જોવામાં આવતા નથી. હવે પુરૂષોના સ્વભાવ પ્રમાણે જે કામ તેનાથી થઇ શકે એવાં હોય તે પુરૂષોએજ કરવાં જોઇએ, અને સ્ત્રીઓનાં જે કામ હોય તે સ્ત્રીઓએજ કરવાં જોઇએ, એટલે કે સ્ત્રીઓએ ઘર સંબંધી વ્યવસ્થા રાખવી, છોકરાંછૈયાંનું સારી પેઠે સંરક્ષણ

કરવું, તેમને સન્માર્ગે ચાલતાં શિખવવું વગેરે. સ્ત્રીને સંસારમાં પતિ કરતાં કોઇ પણ વધારે નથી, માટે તેનાપર અંતઃકરણથી પ્રીતિ રાખવી, અને તેની બરોબર આજ્ઞા પાળવી એ તેનો ધર્મ છે. તેને અપ્રિય હોય એવું કંઇ પણ કૃત્ય કરવું નહીં. પતિની પેદાશ કરતાં ખરચ કમી રાખી તે કરજદાર ન થાય એવી સંભાળ રાખવી, અને તેનું મન સંતોષી અને ખુશ રહે એમ વર્તવું. તે આખો દિવસ બહાર કામ ધંધો કરી થાકયોપાકયો ઘેર આવે ત્યારે મધુર ભાષણવડે તેનો શ્રમ દૂર કરવો, અને તેને સારા કામમાં મદદ કરવી એ તેને ઘટારત છે. ઘરમાં નાનાં મોટાં માણસો અને ચાકરોની સાથે મમતાથી ચાલવું અને ઘેર આવે જાય તેનો આદરસત્કાર કરવો જોઇએ. આપણે ઘેર કોઇ આવ્યું હોય તો લાજથી અથવા બીજા ગમે તે કારણથી તેની સાથે જરૂર પડે ત્યારે પણ બોલવું નહીં અથવા તેમને ઉત્તર આપવો નહીં એ રીત બરોબર નથી એમ કરવાથી ઘેર આવેલાનું અપમાન થાય છે, અને તેને આપણું અસભ્યપણું દેખાઇ આવે છે.

પુરૂષોએ પોતાની સ્ત્રીઓ ઉપર ખરા દિલથી પ્રીતિ રાખવી જોઇએ, ને તે સુખદુઃખની ભાગિયણ છે એમ સમજી તેની સાથે બરોબરીના નાતા પ્રમાણે વર્તી હમેશાં તેનું માન રાખવું જોઇએ. સ્ત્રી એટલે કેવળ દાસી, એમ કેટલાએક પુરૂષો સમજે છે, એટલુંજ નહીં પણ સ્ત્રીઓની પોતાની પણ એવી સમજ હોય છે. આ ઘણું ખરાબ છે. સ્ત્રીપુરૂષના મનમાં પોતે બંને જણાંએ સુખથી રહેવું એવું હોય, તો એક-

બીજાના દોષ ને અવગુણ પર લક્ષ ન આપતાં તેથી થતી સેજ સાજ અડચણ વેઠી લેવાની ટેવ પાડવી જોઇએ; તેમજ એક બીજાને પોતપોતાના વિચાર પ્રમાણે ચાલવાની ઘટતી છૂટ મળવી જોઇએ. આ પ્રમાણે જે સ્ત્રીપુરૂષ અરસપરસ અને ઘરનાં બીજાં માણસોની સાથે સભ્યતાથી અને નમ્રતાથી નહીં ચાલશે, તે પોતાના કુટુંબનું ખરૂં સુખ અને આનંદ ગુમાવી દઇને માત્ર કલહ ઉત્પન્ન કરશે.

## પ્રકરણ આઠમું.

### સ્ત્રીશિક્ષણના લાભ.

સંસારમાં પુરૂષના સુખનો આધાર ઘણે ભાગે તેની સ્ત્રી ઉપર રહેલો છે. મન વર્તી લેનાર સ્ત્રીના સહવાસનું સુખ બધા કરતાં શ્રેષ્ઠ હોવાથી તેની યોગ્યતા ઘણી છે. પૈસાથી અથવા બીજી ઉપભોગ કરી શકાય તેવી વસ્તુથી મળતું સુખ એના આગળ કશા લેખામાં નથી. ટુંકામાં કહેવાનું એટલું કે, સારી સ્ત્રીનો સમાગમ એજ સંપત્તિનું અને ઉપભોગ કરવા યોગ્ય વસ્તુનું ખરૂં સાર્થક છે એમ કહીએ તો ચાલે. પુરૂષ જે આટલી સંસારવ્યવહારની ખટપટ કરે છે, વેપાર ચલાવે છે, પરદેશ જાય છે, ટાઢ ને તડકો, ભૂખ ને તરસ, એની પરવા ન રાખતાં તે સહન કરી મેહેનત કરે છે, અત્યંત દુઃખ આપનારી એવી ગુલા-

મગીરી કબુલ કરે છે, એ બધાનો હેતુ જોઇશું તો સંસારમાં સુખ મેળવવું એજ જણાશે. તેટલા માટે તેને ડાહી, પોતાને પસંદ પડે એવી, અને સંસારવ્યવહારમાં ચતુર એવી સ્ત્રી મળેલી હોય તો તે પુણ્યશાળી પુરૂષના ભાગ્યની શી વાત કહેવી! આ ઉપરથી સ્ત્રીઓના સ્વાધીનમાં ઇશ્વરે કેટલા બધા સુખનો ભંડાર મૂકેલો છે એ સેહેજ જણાઈ આવશે. રથને જેમ ચક્ર છે તેમ સંસારને વિષે સ્ત્રીપુરૂષ છે; એમાંથી જો એક નાનું હોય અને બીજું મોટું હોય એટલે બે સરખાં ન હોય તો તે રથ બરાબર ચાલશે નહીં, તેજ પ્રમાણે પુરૂષ કરતાં સ્ત્રી જો પછાત પડેલી હોય અને પુરૂષને તેની મદદ મળે નહીં, તો તેમનો આ સંસારરૂપી રથ બરાબર ચાલશે નહીં, અને તેમને ઊંચા પ્રકારનું સુખ મળી શકશે નહીં. પુરૂષની બરાબરજ સ્ત્રીની ઉન્નતિ થવી એ અવશ્યનું છે. એમ થશે ત્યારેજ સંસારના પૂર્ણ સુખનો લાભ તે કુટુંબના માણસોને મળી શકશે.

સ્ત્રીઓમાં કેટલાએક વિશેષ ગુણ હોવાથી પુરૂષોને તેની મદદની ઘણી અગત્ય છે. વિપત્તિના વખતમાં સ્ત્રીઓ મોટા સંકટના દિવસ કેવી ધીરજ અને ચતુરાઇથી કાઢે છે, એ ઘણાઓના જોવામાં આવ્યું હશે. કાળનું ચક્ર ફરેછે એટલે અનેક પ્રકારનાં દુઃખો અને સંકટો પુરૂષના માથા ઉપર આવી પડે છે, અને તેથી તેને હિંમત રહેતી નથી ને શું કરવું તે સુજતું નથી; અને આખરે તે કેવળ નિરાશ થઇ જાય છે. એવે બારિક સમયે સાહસ, ધીરજ, ચંચળાઇ, મનની મોટાઇ ઇત્યાદિ કેવળ સ્વાભાવિક અદ્ભૂત ગુણ

એકાએક સ્ત્રીઓમાં ખિલી આવે છે, અને વિચારવન્ત પુરૂષોનાં મનને ઘણા વિસ્મિત કરી નાખે છે. બીજા ઉપર જેને આધાર રાખવાની ટેવ હોય છે, શ્રીમંતાઇમાં અને મોજમઝામાં જેણે દિવસ ગાળેલા હોય છે, અને લગારે અડચણ અથવા અવઘડતા જેણે વેઠેલી નથી તેવી કોમળ સ્ત્રી બીજાનો આશ્રય ન મળી શકવાથી પોતાની જોરાવર માનસિક શક્તિથી, તેમજ દૃઢ નિશ્ચય અને ઉદારતા વડે પોતાના પ્રિય પતિને દુઃખાવસ્થામાં ધીરજ અને સુખ આપવાને, અને દરિદ્રતાની અવસ્થામાં સંસારના ઝપાટા સહન કરવાને તૈયાર થયેલી જોઇને આશ્ચર્ય અને આનંદ લાગે નહીં, એવા કઠોર હૃદયવાળો તે કોણ હશે?

જગતકર્ત્તા પરમેશ્વરે એવી યોજના કરેલી છે કે, સુખના દિવસમાં જે કેવળ પુરૂષોને ભૂષણ આપનારી હોય છે, તેજ કોઇકિ વખતે દુઃખનું વાદળ ઉતરી પડે છે, ત્યારે તેને આધારભૂત અને વિશ્રામનું સ્થાન થાય છે, અને આ પ્રમાણે બન્ને એક બીજાના સુખદુઃખમાં ભાગિયાં થઇ આનંદમાં દહાડા કાઢે છે.

એક દિવસ *હું સાંગલી નામના એક ગામમાં મારા જીવજાન મિત્ર સાથે સંસાર સંબંધી સુખદુઃખની વાતો કરતો હતો. તે ગૃહસ્થ ઘણો નમ્ર સ્વભાવનો અને ઉમંગી હતો. તેને છોકરાંછૈયાંનો પરિવાર સારો હતો. તેમનો અરસપરસ પ્રેમ અપૂર્વ હતો. વાતો કરતાં કરતાં તે માણસ ગદગદ કંઠે બોલ્યો "ખરૂં કહું છું કે વિનાયકરાવની સ્ત્રી

---

* મૂળ ગ્રંથકાર.

અને છોકરાંછૈયાંના જેવું આ જગતમાં સુખ આપનાર કોઈપણ વસ્તુ હશે નહીં. તમે વૈભવવાળા હો તો તે તમારી જોડે વૈભવનો ઉપભોગ લેશે; ને તેમ નહીં હશે, તો તમારા દુઃખના ભાગીદાર થઈ તમારા કંટાળેલા જીવને શાંત પમાડશે." અને એજ ખરૂં છે કે, એકલા કુંવારા માણસ કરતાં સંસારી ગ્રહસ્થની વાતો ન્યારીજ છે. કુવારો માણસ ઘણુંકરીને સામા માણસ માટે બેદરકાર અને દયાહીન નિકળવાનો. તેને ઘણુંખરૂં એમ લાગે છે કે, મારે દુનિયા સાથે શો સંબંધ છે? મારે ક્યાં બાઈડીછોકરાં છે. લોકોના સુખદુઃખો અને વ્યવહાર કેમ ચાલે છે તે જોવાનુંજ મારૂં તો કામ છે, અને સંસારરૂપી નાટકમાં તેઓ પોતપોતાનાં કામ શી રીતે કરે છે તે આપણે તો જોવાનું છે. એવી રીતે તેનો સ્વભાવ એકલપેટો રહેવાનો. જેમ એકાદ સુંદર ઘરમાં વસ્તી ન હોવાને લીધે નાશ પામે છે, તેમ તેનું હૃદયરૂપી ઘર પ્રેમ વગરનું હોવાથી વહેલું નાશ પામે છે. પરંતુ જે સંસારી માણસ છે તેના દહાડા સુખમાં અને પોતાનું તેમજ પારકાનું કલ્યાણ કરવામાં જાય છે. કદાપિ કોઈક વખતે જો તેને માથે સંકટ આવી પડે તોપણ તે પોતાની પ્રથમની સારી સ્થિતિએ જલદી પહોંચી શકે છે. આનાં કારણ ઘણાં છે. એક તો એ કે તેને છોકરાંછૈયાની જંજાળ વળગેલી હોવાથી તેમના ભરણપોષણ સારૂ તેને જાસ્તી મેહેનત કરવાની જરૂર પડે છે, અને તે કરવાને તેને પોતાની મેળેજ ઇચ્છા થાય છે. બીજું કારણ એ છે કે, તેનું અંતઃકરણ શાંત, આનંદી અને પ્રફુલ્લિત રહે

છે. ઘરના સુખમાં તે પોતાનાં દુઃખો અને ચિંતા વિસરી જાય છે અને ગમે તેવાં કઠણ સાહસ કામો માથે લેવાનો તેને ઉત્સાહ રહે છે. બહાર તેને કોઇ પૂછે નહીં, અને કુટુંબના ભરણપોષણ માટે મેહેનત પણ કરવી પડે, તોપણ એવી સ્થિતિમાં આખો દિવસ ધંધો કરી થાકી જઇ સંધ્યાકાળે પોતાના ઘરરૂપી રાજ્યમાં આવે છે, અને જ્યારે પોતાનાં સ્ત્રી, છોકરાંછૈયાં વગેરે માણસોનું પ્રેમયુક્ત ભાષણ સાંભળે છે, ત્યારે તેના અંતકરણને અત્યંત સુખ થાય છે, અને તે ઘણો આનંદ પામે છે. એની આ સમયની સ્થિતિ અને સુખનું વર્ણન કરવું અશક્ય છે. તે તો ફક્ત જાતિ અનુભવથીજ સમજી શકાય તેમ છે. આ વાતનો વિચાર કરતાં મને એક ચમત્કારિક બનાવ યાદ આવે છે તે અહિંયાં પ્રકટ કરૂં છું. તે બનાવ એવો વિલક્ષણ છે કે, તે કોઇને વખતે કલ્પિત અગર ટાઢા પહોરની ગપ સરખું લાગશે. પરંતુ તે મેં જાતેજ જોયલો છે એટલુંજ નહીં, પણ તે વાત મારા સગાના સંબંધની છે અને તેમાં મારો પોતાનો પણ સંબંધ હતો, એટલે તે ખોટી હશે એમ ગણવાનું કાંઇ કારણ નથી. આ હકીકત ચાલતા વિષયને લાગુ પડતી છે, તેમજ તે દાખલો લેવા જોગ છે, તેથી તે દૃષ્ટાંત રૂપે ઉપયોગી થશે એમ ધારી આવતા પ્રકરણમાં આપી છે.



# પ્રકરણ નવમું.

## વિપત્તિમાં કસોટી.

કૃષ્ણરાવ નામનો એક મારો* સગો હતો, અને તે મારો જીવજાન દોસ્ત હતો. તે સભ્ય ગૃહસ્થ હતો. તેને મારે અતલગનું સગપણ નહોતું, તોપણ ઘરોબો આનું કારણ સ્નેહ હતું. કૃષ્ણરાવ જુવાન છતાં તેનો સ્વભાવ મળતાવડો અને શાંત હતો. નાનપણમાં તેનું સરસ્વતી નામની એક સુલક્ષણી, સુંદર, અને કુલીન કન્યા સાથે લગ્ન થયું હતું. પોતાના ગામમાં છોકરીઓને ભણાવવાનો આ સમયે ઘણો ભાગે રિવાજ નહોતો, તોપણ તેનાં માબાપે તેને થોડું ઘણું શિખવેલું હતું, તે મર્યાદા પાળનારી, શાન્ત સ્વભાવની અને ડાહી હતી. નાનપણથીજ તે શ્રીમંતાઇના વિલાસમાં અને સુખમાં ઉછરેલી હતી, કેમકે તેનાં માબાપ ખાધે પીધે સુખી હતાં, કૃષ્ણરાવ પાસે પૈસો ઘણો હતો, અને તેને કોઇ વાતે ખોટ નહોતી, તેથી પોતાની સ્ત્રીને જોઇએ તેટલું સુખ આપવાની તે ઇચ્છા રાખતો હતો. કૃષ્ણરાવ જાતે શુશીલ, ગંભીર અને આનંદી સ્વભાવનો હતો. પતિ એજ મારૂં દૈવત છે એમ પોતે ગણતી હતી, એવું સરસ્વતી બાઇને જોનારને તુરત લાગતું હતું. પોતાના પતિને સુખ આપવા તથા તેના મનની ચિંતા દૂર કરવાપર તેનું લક્ષ લાગેલું હતું, અને તેમાં ફતેહ પામતી ત્યારે તેને ઘણો આનંદ

* મૂળ ગ્રંથકાર.

થતો હતો. કૃષ્ણરાવ હમેશાં પોતાની પત્નિનું સંરક્ષણ કરવામાં અને તેની ઇચ્છા પૂરી પાડવામાં પોતાને માન છે એવું ગણતો હતો. આવી ઘણીક બાબતોને લીધે તેમની પરસ્પર પ્રીતિ ગાઢી અને દૃઢ થઇ દિનપરદિન તેમાં વધારો થતો ગયો. આ દુસ્તર ભવસાગરમાં પ્રીતિરૂપી નૌકામાં બેસીને આનંદથી દહાડા કાઢનાર આ સ્ત્રીપુરૂષનાં જેવાં સુખી જોડાં ઘણાં થોડાં મળી આવે છે.

જગતમાં સુખ અને દુઃખ એકજ ઠેકાણે રહે છે. મતલબ કે સુખ પાછળ દુઃખ લાગુજ છે એ કહેવું ખોટું નથી. કૃષ્ણરાવની દોલત હતી તે સઘળી તેના વડીલોનાં વખતથી વેપારમાં રોકાયલી હતી. પોતાના પિતાના મરણ પછી બધી મિલકત તેના સ્વાધીનમાં આવી ત્યારે તે પોતે કારભાર કરવા લાગ્યો. કેટલાંક વર્ષ તો સારાં ગયાં, પણ પછીથી દૈવયોગે વેપારમાં કોઇકિવાર સોના સાઠ થાય છે એ, કહેતી મુજબ એક સટ્ટામાં તેને એકદમ મોટો ધક્કો લાગ્યો અને તેનો બધો પૈસો ઘસડાઈ ગયો, એટલુંજ નહીં પણ તેની બીજી સ્થાવર મિલકતને પણ નુકસાન લાગ્યું. આવી રીતે થોડા વખતમાં તે નિર્ધન થઇ ગયો. આવો કારી ઘા લાગવાથી પોતે દરિદ્ર થયો તે વાત કેટલાક દિવસ સુધી કોઇને પણ એણે કહી નહીં. મોટા ધૈર્યથી હિમ્મત રાખી પોતાના મનમાં તે દબાવી રાખી. એવી સ્થિતિમાં તેના કેટલાક દિવસ ગયા, પરંતુ તે દિવસો તેને યુગ જેવા લાંબા લાગ્યા. તે વખતે તેના જીવને કેટલું દુઃખ થયું હશે, તેની

કલ્પના કરવી પણ મુશ્કેલ છે. આ બધું દુઃખ તો તે ગમે તેમ સહન કરતો હતો, પરંતુ ભારેમાં ભારે દુઃખ તેને બીજું હતું, ને તે એનાથી સહન થઈ શકતું નહોતું. પોતાની સ્ત્રી આ દુઃખની વાત જાણશે તો મહા કલ્પાંત કરશે, ને તેને એનો બોજો અસહ્ય થઈ પડશે, તેનું શું કરવું એ બાબતની તેને અહર્નિશ ચિંતા થતી હતી. આ વાત તેના જાણવામાં ન આવે એટલા માટે તેને પોતાનું મ્હોડું હસમુખું અને આનંદી રાખવું પડતું હતું. તેની ખાતરી હતી કે એ દુઃખની હકીકત તે જાણશે તો દુઃખના દરિયામાં તે ગરકાવ થઈ જશે, માટે તેવો ભયંકર બનાવ ન બને તેને માટે હમેશાં સાવચેતી રાખતો હતો. પોતાના પતિને આનંદ આપવા તથા સુખી રાખવા સરસ્વતીબાઈ દરરોજ ઘણો ઉદ્યોગ કરતી. આ પ્રમાણે પોતાની સ્ત્રીને પોતાને માટે અત્યંત કાળજી રાખતી જોઈ કૃષ્ણરાવને તેની ભવિષ્યની દશા માટે વધારે ચિંતા થવા લાગી, અને તે શોકાગ્નિથી વધારે વધારે બળવા માંડ્યો. પોતાને લીધે પોતાની સ્ત્રી દરિદ્ર રૂપી અંધારા કુવામાં પડવાની એવા દુઃખદાયક વિચાર તેને હરઘડી આવતા હતા. તેને એવું લાગતું કે એ વાત જાણતાંજ તેના મ્હોં ઉપરની લાલી ઉડી જશે, તેના મુખમાંથી જે મધુર શબ્દ નીકળે છે તે બંધ પડી જશે, અને તેના ચંચળ નેત્ર દુઃખથી ભારે થઇ જશે.

પોતાની આવી સ્થિતિનું દુઃખ સહન ન થવાથી એક દિવસ કૃષ્ણરાવ મારે ત્યાં આવ્યો; એનો ઉદાસ અને ચિ-

તાતુર ચહેરો જોઇ તેનું કારણ મેં તેને પૂછયું, ત્યારે અથથી તે ઇતિ સુધી પોતાની સઘળી હકીકત તેણે મને કહી સંભળાવી. એનું મન છેક નિરાશ થયેલું દેખાતું હતું. આ સઘળી વિપત્તિની વાત સાંભળી મેં તેને પૂછયું, 'આ બધી વાત તમારી સ્ત્રી જાણે છે કે?' આટલું પૂછતાંમાં તો તેનું હૈયું ભરાઇ આવ્યું, અને તેની આંખમાંથી દડદડ આંસુ પડવા માંડયાં, અને તેનાથી સમુળગું બોલાયું નહીં. આખરે ગદગદ કંઠે તે બોલ્યો, "તમને ખરૂં કહું છું, મારા ઉપર આટલી દયા કરો; હું આપની અગાડી પાઘડી ઉતારૂં છું. તેનું લેશમાત્ર નામ ન દેશો; મને તે યાદ આવે છે અને બધાં દુઃખો નજર આગળ ખડાં થઇ જાય છે, ને તેથીજ કરીને હું ગાંડા જેવો બની ગયો છું." મેં કહ્યું, "કેમ નહીં વારૂં? હમણાં નહીં તો પછી તે ક્યારે જાણશે? તમારી ખરી સ્થિતિ તમે કેટલા દિવસ સુધી છુપાવી રાખશો તેને બીજાના તરફથી ખબર પડે તેનાં કરતાં તમે જાતેજ તેને આ સર્વ હકીકત કહેશો તો તેને એટલું બધું દુઃખ લાગશે નહીં. જે પોતાના સ્નેહી હોય છે, તેનેજ મ્હોડેથી સાંભળેલી વાતો ગમે તેવા ભારે દુઃખની હોય છે તોપણ તે બહુ દુખદાયક લાગતી નથી. વળી તમે એક બીજી ભૂલ કરોછો. તમારા દુઃખનો બોજો તમે એકલાજ સહન કરવાનો પ્રયત્ન કરો છો, તેના કરતાં તમારી વહાલી ને શાણી સ્ત્રીને ખરેખરી હકીકત જણાવી તેને તમારા દુઃખની ભાગિયણ કરશો તો તમારો બોજો ઉલટો કમી થશે. વળી તમારી સ્ત્રીને તમારી આવી દશાની ખબર નહીં

આપશો, તો તમારા બન્ને વચ્ચેની પ્રીતિને ભારે ધોકો લાગશે એમ મને બ્હીક રહે છે. કારણકે પોતાનાં વિચાર અને ઇચ્છા અરસપરસ મોકળા મનથી જણાવ્યાથીજ જામેલી પ્રીતિ દૃઢ રહે છે; નહીં તો તેને ઢીલી પડતાં વાર લાગતી નથી. તમારી ચિત્તવૃતી સ્થિર નથી એવું તેને માલમ પડયું હશે, એમાં કાંઇ સંદેહ નહીં. સમજુ માણસ આગળ આવી વાત બહુ વાર ગુપ્ત રહેતી નથી. દુઃખની વાત હો કે સુખની હો, પણ તે તેને જાણવાની ઇચ્છા રહે એ સ્વાભાવિક છે."

આ ઉપરથી તેણે કહ્યું, "અરે ભાઇ, તમે જે બધું કહોછો તે ખરૂં છે; પણ તેના વૈભવનો અને મોટી મોટી ઉમેદનો નાશ થઇ ગયો છે. હવે હું તેને શું કહું? હું જ્યારે એ સઘળી હકીકત તેને કહીશ ત્યારે તેને કેવું ભારે અને માઠું લાગશે? તે દુઃખની વાત સાંભળી પોતે ખિન્ન થઇ અન્ન પાણી તજશે ને આવા અસહ્ય દુઃખમાં તેથી વધારો થશે. તારો ધણી ભિખારી, દરિદ્રી થયો એમ કહેવાને મારી જીભ કેમ ઉપડે? આખા જન્મારામાં હવે સુખ જોવાનું નથી એવું હું તેને શી રીતે જણાવી શકું? મારી જોડે કંગાળ સ્થિતિમાં સંસાર નિભાવવા, અને હલકા લોકોની સોબતમાં રહી ગરીબાઇમાં દહાડા કાઢવાને તૈયાર થા એમ તેને હું કેમ કહું? અરેરે! તારા વૈભવનો નાશ કરનારો તે હું, તને શ્રીમંતાઇમાંથી અધમ અવસ્થામાં નાખનારો તે હું એવું કહી શું તેના જીવને મારે સંતાપ

કરાવવો ? અરેરે ! ગર્ભશ્રીમંત અને વિનયસંપન્ન, જન મંડળમાં સુખ ભોગવનારી અને બધા લોકોને આનંદ આપનારી એવી તેની શી દશા થશે ? આવું દરિદ્રતાનું દુઃખ તે શી રીતે વેઠશે ? આવી દરિદ્રાવસ્થામાં તેનું લોકો અપમાન કરશે તો તે સહન કેમ કરી શકશે ? ખરે તેને જો એ વાત માલમ પડશે તો તેનું હૈયું બળી જશે જો."

તેની આવી વાત ઉપરથી મેં જાણ્યું કે તેના શોક-સાગરમાં પૂર્ણ ભરતી આવેલી છે, તે થોડો વખત ગયા શિવાય ઉતરવાની નથી; એણે પોતાનાપર પડેલા દુઃખની વાત આટલા દિવસ સુધી દબાવી મૂકી, તેથી તેનો ઉભરો નીકળી જવો જોઇએ, ને તને અટકાવ કરવો એ કામનું નથી. થોડા વખત પછી એનું દુઃખ ઓછું થયું એવું માલમ પડ્યું ત્યારે મેં ધીમે રહીને સમજાવીને તેને કહ્યું કે, "ગમે તેમ હો, પણ આ બધી હકીકત તમે તમારી સ્ત્રીને કહો." તેણે મહા મેહેનતે તેમ કરવાની હા પાડી. તેનો કહેવાનો નિ-શ્ચય થયો છે એવું માલમ પડ્યું, એટલે મને જરા સંતોષ થયો. થોડી વાર પછી મેં પાછું કહ્યું કે, "કેમ ભાઇ, આ બધી વાત તેને ન કહેતાં છુપી રાખો એ તે કેમ ચાલે ? કારણ કે જે પ્રમાણે તમારી પૈસા સંબંધી સ્થિતિ બદલાયેલી છે, તે પ્રમાણે તમારી રહેવાની રીત સુદ્ધાં બદલવી જોઇએ. તે વગર કેમ ચાલશે ? આ તે શું કહેવાય ?" પોતાની સ્થિતિનું સ્મરણ થઇ આવવાથી તેનું હૈયું પાછું ભરાઇ આવેલું જોઇ, મેં તરતજ કહ્યું : "મારા કહેવા ઉપરથી તમે માઠું લગાડશો નહીં. મારી ખાતરી છે

કે આવો બહારનો ભપકો તમને ગમતો નથી, ને તે તમને કદી પસંદ પડનાર નથી. તમારા સ્નેહી સંબંધી કે તમારા જીવજાન મિત્રો છે, તેઓ તમે ગરીબાઇથી રહેવા લાગશો એટલે તમને ભૂલી જશે, અગર તમારો તિરસ્કાર કરશે એમ કદી સમજશો નહીં. સુખ ભોગવવાને કંઇ મોટી શોભાયમાન હવેલીની જરૂર છે એમ નથી. તમારી સ્ત્રી એવી છે કે તેના સમાગમમાં, તમે ગમે તેવી જગ્યાએ અને ગમે તેવી સ્થિતિમાં સુખ મેળવી શકશો."

આ સાંભળી તે એકદમ બોલી ઉઠયો કે, "તેની સોબતથી હું ગમે ત્યાં સુખી થઇશ; નાના સરખા ઘરમાં દરિદ્ર અવસ્થામાં રહું, અગર શ્મશાનમાં જાઉં તોપણ તેના અગાઢ પ્રેમથી મને સુખ અને શાંતિ મળશે, તેથી તેની સાથે સ્થિતિ બદલીને રહેવાનું હું ઘણી ખુશીથી કબૂલ કરૂં છું; તેમ કરવા હું કબૂલ છું, કબૂલ છું. ઇશ્વર તેને સદા સુખી રાખે એટલે મને બધું મળી ચુકયું. મારે પોતાને માટે મને કોઇ પ્રકારની ચિંતા લાગતી નથી."

આ પ્રમાણે તે દુઃખથી ગદગદ કંઠે બોલતો હતો તેથી હું તેની નજીક ગયો અને તેનો હાથ ઝાલી કહ્યું, "કૃષ્ણરાવ, તમે મારા બોલ યાદ રાખજો. હું તમને કહું છું કે તે પોતે પણ તમારી પેઠેજ રહેશે, એવી સ્થિતિમાં સારી રીતે રહી તમને સુખ આપવું એમાં તે પોતાનું ભૂષણ ગણશે. આવા બારિક પ્રસંગમાં સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે ધૈર્ય, સહનશીલતા, ઉત્સાહ વગેરે ગુણો આપોઆપ જણાઇ

આવે છે. તમારા વૈભવથી ફક્ત તે રાચે તેવી નથી, પણ એકનિષ્ઠાથી તમારા પ્રત્યે મમતા ને પ્રેમ રાખી તમારા દુઃખમાં ભાગ લેવાને તે તત્પર થશે. પોતાનો ખરો ધર્મ બજાવવાની તેને તક આવી છે, તે જોઇને તેને એક જાતનો આનંદ લાગશે. દરેક સ્ત્રીના પ્રેમાળ હૃદયમાં એક ઇશ્વરી અંશનો દિવો હમેશાં પ્રકાશે છે. સૂર્યના પ્રકાશમાં જેમ દિવો જોવામાં આવતો નથી, તેમ વૈભવના ભપકામાં સ્ત્રીના ખરા ગુણ આપણા જોવામાં આવતા નથી પણ વિપત્તિ રૂપી ઘોર અંધારામાં તેની ખરી કસોટી થાય છે, અને તેની સ્થિતિનો અનુભવ કરનારો ખરેખરો સાનંદાશ્ચર્ય પામે છે. કોઇને પણ પોતાની સ્ત્રી કેવી છે એ પહેલેથી જાણાઇ આવતું નથી, પરંતુ તે કાળચક્રના સપાટામાં સપડાઇ જાય છે, તે વખતે તેનામાં રહેલી ખરી ખુબી અને તેની યોગ્યતા સમજવામાં આવે છે.” મારૂં સઘળું બોલવું ખરૂં અને લાગણી ભરેલું હતું, તેમજ બોલવાની પદ્ધતિ પણ તેને અસર કરે તેવી હતી, તેથી કૃષ્ણરાવના મનમાં તે વાત વ્યાજબી લાગી. હું કેવા માણસની સાથે વાત કરૂં છું, તે હું પહેલેથીજ જાણતો હતો; તેથી મેં આગ્રહથી જે વાત કહી તેની પૂરેપૂરી અસર થઇ અને આખરે તેણે કબૂલત આપી કે, ‘મારી વહાલી સ્ત્રીને આ સર્વ વાત હું કહીશ.’ ત્યાર પછી મેં કહ્યું કે, “આ વખતેજ તેને આ વાતની ખબર કરી તમારા દુઃખનો બોજો હલકો કર્યા વગર બીજો રસ્તો નથી, આવે પ્રસંગે એમજ કરવું સારૂં છે.”

કબૂલત આપ્યા પ્રમાણે તે કરશે એવી મારી ખાતરી હતી ખરી, પણ આખરે એનો પરિણામ શો થશે એની મને ઘણી ફિકર થતી હતી, કારણકે એવી જુવાન સ્ત્રીના સંબંધમાં કંઇ પણ નક્કી કહી શકાય નહીં. જેણે હમેશાં શ્રીમંતાઇ ભોગવેલી, અને જે સુખમાં ઉછરેલી, તેનું મન કેવું હશે તે કહેવું મુશ્કેલ છે. તરૂણ અવસ્થામાં માણસ ચંચળ વૃત્તિનું હોય છે, અને તેને મોટી મોટી ઉમેદ હોય છે. તેને સુખનો સ્વાદ લાગેલો હોય તેવે વખતે આવી દુખદાયક સ્થિતિ જોઇ તેના મનમાં કેવા કેવા વિચાર આવશે તે કોણ કહી શકે ? સ્ત્રીનો સ્વભાવ જો નઘરોળ અને હઠીલો હોય છે, તો ઘણી વાર તે પોતાના હમેશાના સુખ અને વૈભવની ઇચ્છા કમી કરતી નથી, અને પોતાના ધણીને સંકટના સમયમાં પણ ત્રાસ આપે છે. આ શિવાય વળી બીજી વાત એ છે કે શ્રીમંતાઇ અને વૈભવમાં ઉછરેલા માણસની પડતી દશા થાય છે ત્યારે તેમને ઘણી અડચણો ભોગવવી પડે છે, તેમજ કાળજાં કોરી નાખે એવા લોકોના બોલ ઘણીવાર સાંભળવા પડે છે. આથી જે દુઃખો થાય છે તેની તો વાતજ પૂછવી નહીં. આ પ્રમાણે એક બાજુએ તરૂણપણાની ચંચળ વૃત્તિ અને સુખ ભોગવવાની ટેવ, અને બીજી બાજુએ ગરીબી અને તેનું દુઃખ, એવી અરસપરસ વિરોધ ભોગવવાની સ્થિતિ થાય છે. આટલા માટે જે વાત મેં હાથમાં લીધી તેનું છેવટ શું આવશે તેની ફિકરમાં હું પડયો હતો.

બીજે દિવસે કહ્યા પ્રમાણે કૃષ્ણરાવ મને મળ્યો. કબૂલ કર્યા પ્રમાણે તેણે પોતાની સ્ત્રીને વાત કહી હશે એમ જાણીને મેં જરા અચકાતાં તેને પૂછ્યું, "કેમ ભાઇ શી રીતે થયું ?" તેણે કહ્યું, "ખરેખર સંતોષકારક કામ થયું. યુક્તિથી મેં તેને બધી વાત કહી તે સાંભળી ફિકર થવાને બદલે તેના મનને ઉલટો સંતોષ થયો, કારણ મારા ગળામાં હાથ નાખી તે બોલી, 'અરેરે ! ! આટલા દિવસ તમારા જીવને બેચેન હતું તે આને લીધેજ કે ? વારૂં, હવે તે વાત યાદ કરવાની નથી. થવાકાળ તે થયાંજ કરે છે. પ્રાણનાથ, મારી સ્થિતિને આપના વેપાર સાથે બિલકુલ સંબંધ નથી. થવા કાળ તે થઇ ગયું, માટે ગભરાયા વગર પરમેશ્વર ઉપર ભરોસો રાખી આપણે ચાલવું એટલે બધાં સારાં વાનાં થશે' આ મધુર શબ્દ મને હરઘડી યાદ આવ્યા કરે છે. ગરીબ બિચારી ! તે ભોળી અબળાને તે કેમ સમજાય ? હવે અમારી સ્થિતિમાં શો શો ફેરફાર થશે એનો વિચાર હજુ તેના મનમાં આવ્યો નહીં હોય. ગરીબી એટલે શું તે એક શબ્દ શિવાય તેને કાંઇ માલમ નહીં હોય. તેણે તે સંબંધી કથાપુરાણમાં અથવા કાવ્યનાટકમાં કોઇ ઠેકાણે સાંભળ્યું હશે, પરંતુ તેનો જાતે અનુભવ લેવાનો આજ સુધી વખત આવ્યો નહોતો. રોજ રોજ જરૂર પડતી વસ્તુઓ જ્યારે તેને મળશે નહીં, અથવા તેના બદલામાં હલકી વસ્તુઓ ઉપર ગુજારો કરવો પડશે, ત્યારે તેને સુખના દિવસ યાદ આવશે. ખરેખરી ગરીબી અવસ્થામાં દહાડા કાઢવાનો પ્રસંગ આ-

વશો અને લોકોના અપમાન ભરેલા શબ્દો વારંવાર સહન કરવા પડશે, તે વખતે ખરી કસોટી થશે." મેં કહ્યું, "ઠીક, સઘળી હકીકત જણાવવી એ જે ખરેખરૂં કઠણ કામ હતું તે તો પાર પડ્યું; હવે તમારી પોતાની ગરીબ સ્થિતિની લોકોને જેમ વહેલી ખબર આપશો તેમ વધારે સારૂં. દુનિયાને દીન વદન દેખાડવું, એ પેહેલાં તો જરા કઠણ લાગશે ખરૂં; પરંતુ એથી જે દુઃખો પડવાનાં તેટલાંજ પડશે. વળી તે ગરીબીની વાત છૂપી રાખવાના ફાયદાનો વિચાર કરો. જ્યારે જ્યારે તે યાદ આવશે, ત્યારે ત્યારે તે હૃદય ભેદી નાખ્યા વગર રહેશે નહીં. પડતી દશામાં ગર્ભ-શ્રીમંતોને જે દુઃખ ભોગવવું પડે છે, તેવું મૂળથીજ ગરીબ સ્થિતિવાળાને ભોગવવું પડતું નથી. નકામો ડોળ રાખવાથી વધારે દુઃખ થાય છે; કારણ કે તેમ કરવાથી પ્રથમના જેવો શ્રીમંતાઇનો ઠાઠ કાયમ રાખવો પડે છે, અને ખીસા તો ખાલી થયેલા હોય છે. તેથી શ્રીમંતાઇનો ખર્ચ રાખવો, અને ઘરમાં કાંઇ મળે નહીં એ લાંબી મુદત કેમ ચાલી શકે? માટે તમે મારૂં કહ્યું માનો, અને તમારી સ્થિતિ બદલાઈ છે એવી ખબર લોકોને પડવા દો; હિમ્મત રાખી નવી સ્થિતિ પ્રમાણે વર્તન રાખવાનું શરૂ કરો."

કૃષ્ણરાવ કાંઇ ખોટો ગર્વ રાખનારો માણસ નહોતો. તેને આ સલાહ ઠીક લાગી; તેની સ્ત્રીનો વિચાર કેવો છે તે બાબત તેને પૂછ્યું તો તે ઘરની રીત બદલવાને તૈયારજ હતી એવું તેણે જણાવ્યું.

પછી તેણે પોતાનું ઘર વેચી નાખી શેહેરથી થોડે છેટે

એક ગામડામાં એક નાનું ઘર વેચાતી લીધું, તેમજ નવી સ્થિતિને ખરેખરો ઉપયોગી અને છાજે એવો સામાન રાખી લેઇ, બાકીનો જુનો કિમતી સામાન ઘણો ખરો વેચી નાખ્યો. પછી એક દિવસ સઘળો સામાન તે નવે ઘેર મોકલાવ્યો. આ નવો સંસાર ચલાવવાને માટે તો થોડી વસ્તુઓ બસ હતી. તેમાંની ઘણી ખરી સાદી હતી. ફક્ત એક નાની સુંદર નકશીદાર ચાંદીની પેટી અને એક સતાર આ બે મોટી વસ્તુઓ જુના કિમતી સામાન પૈકી તેણે રાખી લીધેલી હતી. કારણ તેણે મને પછીથી કહ્યું કે, "તેનાપર એની વધારે પ્રીતિ છે તે હું જાણું છું. ચાંલ્લો કરવાને કંકુ વગેરે રાખવાની પેટી એ તેની સૌભાગ્યરક્ષક છે, અને સતાર એ મારા સુખના દિવસોની મિત્ર છે. તેના મધુર સ્વરવડે અમને પુષ્કળ આનંદ મળેલો છે."

આ દિવસે શેહેરમાંનું પોતાનું બધું કામ આટોપી લીધા પછી સંધ્યાકાળે નવે ઘેર જતાં તે મારી પાસે આવ્યો. તેની વહુ તે નવા ઘરમાં મોકલેલા સર્વ સામાનની વ્યવસ્થા કરવામાં ગુંથાયલી હતી. જે કામમાં મેં એક વખત હાથ ઘાલ્યો, તેનું પરિણામ શું થાય છે, તે જાણવાને માટે હું ઘણો આતુર હતો, અને એ તરૂણ જોડું સુખી થાય એવી મારી અંતઃકરણની ઇચ્છા હતી, તેથી તેની સાથે હું તેમને નવે ઘેર જવા નિકળ્યો.

આખા દિવસની મેહેનતને લીધે તે છેક થાકી ગયો હતો. તેનું ચિત્ત તે ઘર તરફજ લાગેલું હતું. રસ્તામાં અમે જોડે ચાલતા હતા તે વખતે પણ તેનું ચિત્ત વિચારમાં

નિમગ્ન થઈ ગયેલું હતું. તેવામાં એકાએક નિસા-સો નાખીને તે બોલ્યો, "અરેરે! ગરીબ બિચારી તે શું કરશે!"

આ પ્રમાણે તેને નિસાસો નાંખતો જોઈ મેં પૂછ્યું, "તમે એને માટે શું કહો છો? તેને કાંઇ થયું છે કે શું?"

મારા તરફ ઊંચું જોઈને જરા રોષથી બોલ્યો, "કેમ ભાઈ, આવી હલકી સ્થિતિમાં દહાડા કાઢવા એ કાંઇજ નહીં કે! આવા એકાદ નાના ગામડાના ઝુંપડામાં જઇને પ-ડવું, અને ત્યાં સર્વ પ્રકારનાં દુઃખો ભોગવવાં; અને લોકનુ ગમે તેવું બોલવું સહન કરવું, એનાં કરતાં બીજું ભારે સંકટ વળી શું જોઇએ."

"ખરો આ સ્થિતિનો ખેદ લાગે છે શું?" "શું બોલો છો? ખેદ? છટ! છટ! એનું તો નામજ નહીં. મારી સ્ત્રી ખરેખર માયાળુપણાની અને સદ્ગુણની ખાણજ છે. સર્વ ગુણનો ભંડારજ જોઇ લો. વધારે શું કહું, પણ આ પહેલાં મેં તેનામાં આવી નમ્રતા અને આવો સારો સ્વભાવ કદી જોયાં નહોતાં. તે આ સ્થિતિથી પ્રસન્ન થયેલી જણાય છે."

"વાહવાહ! તે ખરેખર ઘણીજ સુશીલ, ડાહી, અને ચતુર જણાય છે. ડાહ્યા માણસની વાત તો ન્યારીજ છે, એ કહેવત ખોટી નથી; મેં ઘણી સ્ત્રીઓ જોઇ છે; પણ આવું માણસ તો મળવું દુર્લભ છે. કૃષ્ણરાવ, તમે પોતાને ગરીબ અને નિર્ધન સમજો છો! આ તમારી સ્ત્રી બેશક જ્ઞાન અને ડહાપણનો ભંડાર સમજજો. તમારે એથી વધારે

શું જોઇએ?" "હા ભાઇ, આ પહેલો દિવસ સારો જાય તો મે લાખ રૂપિયા મેળવ્યા ગણીશ. પછી તો હું સુખી થઇશ એમ ખાતરી છે. પ્રત્યક્ષ અનુભવનો આજ પહેલો દિવસ છે. આ કંગાલ ઘરમાં રહેવાનો તેને આજેજ પ્રસંગ આવે છે. સવારની તે નવા ઘરની વ્યવસ્થા કરવામાં ગુંથાયેલી છે. ઘર કામની ખરેખરી મેહેનત તેને આજે પડેલી છે. આટલા દિવસ સુધી ભોગવેલો શ્રીમંતાઇનો ઠાઠ છોડી દઇ અધમ સ્થિતિમાં પડવાનો દુખદાયક પ્રસંગ આજે આવેલો છે. એમાં એકપાગુ સુખ આપનારી અગર એશ આરામની ચીજ છે કે? અતિશય કામથી થાકી પાકી, બાવરી સ્થિતિમાં, પોતાની દરિદ્ર અવસ્થા વિષે વિચાર કરતી તે હમણાં આપણી રાહ જોતી બેઠેલી હશે. તેની નજર આગળ ભાવિ દુઃખો મૂર્તિમાન ઉભાં રહ્યાં હશે. પોતાની સ્થિતિ કેવી થશે અને સંસાર કેવી રીતે નભાવવો એના તે વિચાર કરતી હશે."

આ તેના વર્ણનમાં કાંઇ અસંભવિત વાત હશે એમ મને લાગ્યું નહીં માટે કાંઇ પણ બોલ્યા વગર તેની સાથે સાથે હું અગાડી ચાલ્યો.

છેવટે અમે મોટો રાજમાર્ગ છોડી એક આંબાવાડી આગળ જવાના ખાંચા તરફ વળ્યા, એટલે રસ્તામાંથી અમને કૃષ્ણરાવનું ઘર દેખાવા માંડ્યું. આ જગ્યા મને ઘણી શાંત અને રમણીય લાગી; અને મને એમ પણ લાગવા માંડ્યું કે આ ભાગમાં આવેલાં ઘરોમાં પણ આસપાસ ની જગ્યાની માફક શાંતિ પસરી રહી હશે. થોડા વખતમાં

અમે ત્યાં જઇ પહોંચ્યા. સારી સપાટ જમીન જોઇને મધ્ય ભાગમાં તે ઘર બાંધેલું હતું. તેની ચોમેર ખુલ્લી અને સ્વચ્છ જગ્યા હતી; બારણા આગળ ફૂલનાં કુંડાં ગોઠવ્યાં હતાં, તેથી તે શોભિતું દેખાતું હતું. આવો સારો દેખાવ જોઇને મારૂં મન તો તૃપ્ત થઇ ગયું. બારણું ઉઘાડી અંદર પેસતાંજ કોયલના જેવા મધુર શબ્દ અમારે કાને પડયા. કૃષ્ણરાવે મારો હાથ દાબી તે ઠેકાણે ઉભા રહી સાંભળવાની સૂચના કરી. થોડી વાર આમ સાંભળ્યા પછી મેં જાણ્યું કે જે શબ્દ અમારે કાને પડયા હતા તે કોયલના નહોતા, પરંતુ તે તો તેની પ્રિયાના શબ્દ હતા.

થોડીકવાર આ પ્રમાણે સાંભળી અમે અગાડી ગયા, એટલે પૂર્ણ ચંદ્રમાના જેવા વદનવાળી તેની સ્ત્રીને અમે જોઇ. પછી પ્રત્યક્ષ પોતાના પતિને જોઇને તે આગળ આવી. ઘરનું સઘળું કામ આટોપી સ્વચ્છ વસ્ત્ર પહેરી તે કૃષ્ણરાવની રાહ જોયાં કરતી હતી એમ જણાયું. તેણે બારણાં આગળના મોગરા વગેરે ફૂલો તોડી તેની વેણી ગુંથી પોતાના કાળા ભમર ચોટલાના અંબોડાપર બાંધી દીધી હતી; તેનું મ્હોં પ્રફુલ્લિત કમળના જેવું શોભાયમાન દેખાતું હતું; ગાલ ભરાઉ અને હોઠ લાલચોળ હતા; તેનો ચેહેરો આનંદી જણાતો હતો. મેં તેને આ વખતના જેવી હસમુખી અને સુંદર કદી પણ જોઇ નહોતી, તેથી મને તો તે ખરેખર સાક્ષાત્ લક્ષ્મી જેવી લાગી.

તે પોતાના પતિ તરફ જોઇને બોલી, “હું આપની રાહજ જોયા કરતી હતી; આપ આવ્યા એટલે મારા

મનને નિરાંત વળી; કેટલીક વાર તો બારીએ આવી રસ્તા તરફ ફરી ફરીને જોતી, પણ આપને દેખતી નહીં એટલે નિરાશ થતી. વાડામાં આંબાનાં ઝાડ નીચે પાટલો માંડી ન્હાવાની તૈયારી કરી રાખી છે. કરમદાંની ચટણી આપને ઘણી ભાવે છે, તેથી તે વાડીમાંથી વિણી લાવી તેની હુમણાં ચટણી કરતી હતી, બાકીનું બધું કામ તો આટોપી લીધું છે. આ ઘરમાં વગ સારો છે તેથી કોઇ રીતની અહીં અડચણ પડે એવું નથી. શેહેરના જેવી ગડબડાટ ને શોરબકોર અહીં નથી, તેથી ચિત્તવૃત્તિ ઘણી શાંત રહે છે." બિચારો કૃષ્ણરાવ તો વિચારમાંજ ગરક થઇ ગયો હતો. તેનામાં આટલું સૌંદર્ય, આટલા ગુણ, આવો સારો સ્વભાવ, આવું ડહાપણ છે, એ જોઇ તે ક્યાં હતો અને શું કરે છે, તેની એને ખબર રહી નહીં. તેની ચતુરાઇ ને વિવેક જોઇ તે તો દિઙ્મૂઢ બની ગયો. પ્રેમના આવેશમાં તેનાથી બોલાતું નહોતું. તેનું હૈયું ભરાઇ આવ્યું ને આંખમાંથી આંસુધારા વહેવા લાગી. સરસ્વતીબાઇની પણ તેજ અવસ્થા થઇ. આખરે તુટકતુટક શબ્દથી મારા તરફ ફરીને તે બોલ્યો, "જગતમાં મારા ઉપર ગમે તેવાં દુઃખો આવી પડો, પણ મારા ઘરમાં ખરેખર અપરંપાર સુખનો ઢગલો છે. અમારો આખો જન્મારો સુખમાંજ જશે એમાં મને કાંઇપણ સંદેહ રહેતો નથી." એમ કહી મેં તેમના તરફ દિલસોજી બતાવી તેમને માટે કાળજી રાખી હતી, તેને માટે તે મારો ઘણો ઉપકાર માનવા લાગ્યો.

આ બાબતમાં પરિણામ સારૂં આવ્યું, અને આ

તરૂણ જોડાને સુખ પ્રાપ્ત થયું, તેથી મને ઘણો સંતોષ થયો. પછી ફરી કોઇવાર આવીને મળીશ એવી ઇચ્છા બતાવી તેમની રજા લેઇ હું ત્યાંથી ઉઠયો. રસ્તામાં મને વિચાર આવ્યા કે, "અજ્ઞાનથી લોકોને કેટલાં દુઃખો સહન કરવાં પડતાં હશે? કદાચ માનસિક શક્તિમાં સ્ત્રી પુરૂષની બરાબરી કરવા સમર્થ નહીં હોય, તોપણ સંકટના વખતમાં પુરૂષને તે ઘણી ઉપયોગી થઇ પડે એવા ગુણ બેશક તેનામાં પરમેશ્વરે મૂકેલા છે." એટલા માટે પુરૂષે પોતાની સ્ત્રીને સુખદુઃખની ભાગિયણ ગણી તેનામાં રહેલા ગુણોનો લાભ લેવો જોઇએ, અને પોતાના દુઃખની વાત રાખી મનમાં ન મૂકતાં તેને જણાવી પોતાનું દુઃખકમી કરવું જોઇએ.

---

## પ્રકરણ દશમું.

---

### લગ્નનું મહત્વ.

કુટુંબમાં અરસપરસ સારી પ્રીતિ રાખવી એ ઘણું અગત્યનું છે. કારણ કે અરસપરસના ખરા પ્રેમથી જે સુખ મળે છે તેના જેવું સુખ આ જગતમાં બીજે કોઇ ઠેકાણે મળતું નથી. તેમ કુટુંબમાં એક બીજાના મન ઊંચા થાય તેના જેવું એકે દુઃખ નથી. જગતમાં પતિનો ખરો સોબતી જોઇએ તો પત્ની, અને પત્નીનો ખરો સોબતી પતિ છે.

લગ્ન એ એક મોટી મહત્વની વાત છે. તેના વગર

આ જગતના ખરા સુખનો અનુભવ થતો નથી. બધા આશ્રમમાં ગૃહસ્થાશ્રમ વધારે સુખવાળું છે, અને લગ્ન એ ગૃહસ્થાશ્રમનો પાયો છે. સ્ત્રી અને પુરૂષ એ બે ગૃહસ્થાશ્રમનાં અંગ છે, તેટલા માટે સંસાર સારી રીતે ચલાવવાને બંને અંગો યોગ્ય હોવાં જોઈએ. "લગ્ન એ આ જગતનું ઉત્પત્તિ સ્થાન, અને રાજ્યમાં શાંતિ ફેલાવનાર તથા લોકોને સંપીને રહેવાનું મુખ્ય સાધન છે." આ ઉપરાંત લગ્નથી બીજા ઘણા લાભ થાય છે. પરંતુ આ ઉપરથી દરેકે લગ્ન કરવું જોઈએ એમ નથી લગ્ન કરવાનો મુખ્ય ઉદેશ સુખ છે, એટલા માટે જેનામાં લગ્ન કરવાની શક્તિ અને યોગ્યતા હોય તેણેજ લગ્ન કરવું જોઈએ. પોતાના કુટુંબનું ભરણપોષણ કરવાનું જેનામાં સામર્થ્ય ન હોય તેણે લગ્ન કરવુંજ ન જોઈએ. તેજ પ્રમાણે પચાસ સાઠ વર્ષના ઘરડા ડોસાએ દશ અગિયાર વર્ષની કુંવારિકા સાથે લગ્ન કરવું એ કેવળ અઘિત અને શરમ ભરેલું છે. એટલા માટે ઉમ્મર, સંપત્તિ અને યોગ્યતા એનો વિચાર કરીનેજ લગ્ન કરવાં જોઈએ, અને તેમ થાય ત્યારેજ લગ્ન કર્યાનું સાર્થક થશે.

ધણીધણિઆણીના સુખને માટે ત્રણ વાતોની ઘણી જરૂર છે-"**સમવયસ્કપણું, પરસ્પર પ્રીતિ,** અને **સદાચરણ.**" સમવયસ્કપણું એટલે ધણીધણિઆણી યોગ્ય ઉમ્મરનાં હોવાં તે. નાની બાળકીનું એકાદા ઘરડા ડોસા સાથે લગ્ન કરવું, અને તેજ પ્રમાણે એકાદ નાની ઉમ્મરના બાળક સાથે તેના કરતાં બેચાર વર્ષે મોટી કન્યાને પરણાવવી, એ બન્ને ઘણે ભાગે સરખાં દુખદાયક છે.

ધણીધણિઆણીમાં એક બીજાને અનુકૂળ પડે એવા ગુણ પણ હોવા જોઇએ. સ્ત્રીપુરૂષમાં સરખેસરખા ગુણ હશે નહીં, તો તેમની વચ્ચે ગાઢી પ્રીતિ થવી દુર્લભ છે. સંસારમાં સુખ મેળવવા તેમનામાં પરસ્પર પ્રીતિ હોવી જોઇએ, તે બંને જાણાં કદરૂપાં હોય, અભણ હોય, દરિદ્ર હોય, કે તે ગમે તેવી સ્થિતિમાં હોય, તોપણ જે ઠેકાણે ખરો પ્રેમ છે, તે ઠેકાણે સુખ અને શાંતિ રહેવાનીજ.

સદાચરણની પણ બંનેમાં ઘણી જરૂર છે. એટલે ધણીએ કોઇપણ પ્રકારનું વ્યસન રાખવું નહીં. તેજ પ્રમાણે સ્ત્રીએ પણ સદાચરણથી ચાલવું એ ઇષ્ટ છે. દુર્વ્યસનથી ઘણાં માણસો પાયમાલ થયાં છે. પ્રથમ ભૂલથાપમાં અગર શોખની ખાતર માણસ એકાદ કામ કરે છે, પરંતુ ધીમે ધીમે તે વાતનું એને વ્યસન પડી જાય છે, અને પછીથી ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે તોપણ તે છૂટતું નથી. એટલા માટે દરેક માણસે તેવી બાબતમાં કાળજી રાખી તેનાથી દૂર રહેવું જોઇએ.

સ્ત્રીએ પતિના સુખ સારૂ યત્ન કરવાં જોઇએ, અને તેને ખોટું લાગે એવા પ્રકારનું આચરણ તેણે કદી રાખવું નહીં. એજ પ્રમાણે ધણીએ પોતાની સ્ત્રીને સુખ આપવા તત્પર રહેવું જોઇએ. ટુંકામાં, અરસપરસ યોગ્ય રીતે ચાલી આનંદથી સંસાર ચલાવવામાં આવે ત્યારેજ તેમને લગ્નનું ખરૂં સુખ મળી શકે છે.

સ્ત્રીની યોગ્યતા કમી છે એમ કોઇએ સમજવું નહીં. ઇશ્વરે તેને પણ બુદ્ધિ, જ્ઞાન અને વિચાર શક્તિ આપેલી

છે. પુરૂષના જેવીજ તેનામાં ખરૂંખોટું સમજવાની શક્તિ છે. તેમજ ઇશ્વરે સ્ત્રીપુરૂષમાં એવા કાંઇ સ્વાભાવિક ગુણો મૂકેલા છે કે તેથી કરીને અરસપરસ એક બીજાને ગરજ પડ્યા વગર રહેશે નહીં. પુરૂષ વગર જે પ્રમાણે સ્ત્રીઓને ચાલતું નથી, તેજ પ્રમાણે પુરૂષોને સ્ત્રીઓ વિના સુખ મળતું નથી. પુરૂષનું ધૈર્ય, કઠોરપણું, જુસ્સો, ઇર્ષા વગેરે ગુણોનું સ્ત્રીઓનું કોમળપણું, માયા, સહનશીલતા, ઉદારતા વગેરે ગુણો સાથે મિશ્રણ થવાની ઘણી અગત્ય છે. હિંદુસ્તાનમાં સ્ત્રીઓમાં જે અજ્ઞાન પસરી રહેલું છે, તે તેમની લાંબી મુદતની પરાધિનતાનું ફળ છે. મુસલમાની રાજ્ય થયાં પેહેલાં જે પ્રમાણે આપણા લોકો સ્ત્રીઓ સાથે વર્તતા હતા, તે પ્રમાણે જો આજ સુધી આપણે વર્તતા આવ્યા હોત, તો 'સ્ત્રી તે શું કામની છે,' અને 'રસોઇ પાણીને માટે માત્ર તે ઉપયોગી છે,' એવું તેમના સંબંધમાં સાંભળવાનો કદી વખત આવત નહીં.

સ્ત્રીશિક્ષણની બાબતમાં ઘણી કાળજી અને સાવચેતી રાખવી જોઇએ. તેથી સ્ત્રીમાં ગર્વ અને પોતાના ચાલુ રિવાજનો કંટાળો ન આવે એવા ઉપાયો યોજવા જોઇએ. તેના હાથમાં ખરાબ પુસ્તક જાય નહીં એવી તેના શિક્ષકે અને વડિલોએ દેખરેખ રાખવી જોઇએ. તે આડે રસ્તે ચાલે નહીં અને પોતાનું કર્તવ્યકર્મ વિસરે નહીં, એવો તેને બોધ મળવો જોઇએ. બીજા દેશની ભણેલી સ્ત્રીઓના ગુણદોષના તેને દાખલા આપી તેના મનમાં સારા સારા વિચાર ઠસાવવા જોઇએ. એકંદરે તેમની વિચારશક્તિ વધી

ખરૂંખોટું સમજવાની શક્તિ તેનામાં આવવી જોઇએ. એમ થશે ત્યારેજ સ્ત્રીશિક્ષણનું કામ સરળ રીતે અને અડચણ વગર ચાલશે. સારાંશ કે સ્ત્રીઓ સુધરે તેવા અનેક ઉપાય કામે લગાડવા જોઇએ; તેમને શિખવી સમજાવી ડાહી કરવી જોઇએ; વળી તેમના ઉપર તેમના પતિએ પ્રીતિ રાખવી અને તેમની શરીર પ્રકૃતિ સારી રહે તેવી કાળજી રાખવી જોઇએ. તેમને નકામો ત્રાસ થાય અથવા દિલગીરી લાગે એવું કાંઈ કરવું નહીં. તેજ પ્રમાણે સ્ત્રીઓએ પોતાના પતિની મરજી વિરૂદ્ધ કદી પણ વર્તન રાખવું નહીં. તેને માઠું લાગે એવું કામ કરવું નહીં. ખાવાપીવાની સારી તજવીજ રાખવી. ઘરના કામ બદલ તેને જેમ બને તેમ થોડી કાળજી રાખવી પડે તેમ કરવું.' આવી રીતે ચાલનારાં સ્ત્રીપુરૂષનું કુટુંબ ઘણું સુખી થાય છે, અને તેમણે લગ્ન કર્યાનું સાર્થક થયું એમ ગણી શકાય. જે સ્ત્રીપુરૂષમાં પરસ્પર પ્રેમ હોતો નથી, તે જન્મારામાં કદી સુખ પામતાં નથી. તેઓ શ્રીમંત હોય, રૂપવાન હોય અગર ગમે તેવી સારી સ્થિતિમાં હોય, તોપણ તે બધું નકામું સમજવું. ધણીધણિઆણીમાં પ્રીતિ હોવી એના સરખું જગતમાં બીજું સુખ નથી, અને તેનો અભાવ હોય તેના સરખું દુઃખ નથી.

સંસાર સારી રીતે ચલાવવા માટે સારી સ્ત્રી પોતાના પતિ ઉપર પ્રીતિ રાખશે અને તેને સુખ મળે તેટલા માટે અને તેના કલ્યાણ માટે તે યત્ન કરશે. પતિ પણ તેને સુખ આપવા અનેક પ્રકારના પ્રયત્ન કરશે, એટલે તે

બંનેના સુખનો પાર રહેશે નહીં. વળી તેમનો દાખલો તેમનાં છોકરાં લેશે, એટલે તેઓ પણ તેમના જેવાંજ, અગર તે કરતાં પણ વધારે, ગુણવાન અને નીતિવાન થશે. આ પ્રમાણે ધીમે ધીમે આખા દેશનો પણ સુધારો થવાનો સંભવ રહે છે.

